# પાલણપુર એજન્સિની સામાન્ય

# ભૂગોળ.

એજન્સિની વિસ્તૃત સામાન્ય હકીકત સહિત.

લખનાર તથા પ્રસિદ્ધ કરનાર.

**ભાઇચંદ પુંજાદાસ શાહ.**

હેડમાસ્તર, તાલુકા સ્કુલ સાદરા–મહીકાંઠા.

આવૃત્તિ પહેલી          પ્રત ૧૦૦૦.



અમદાવાદ-સારંગપુર નવીપોળમાં આવેલા
શ્રી "અભિહિતાર્થ મુદ્રાલય" માં
**પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપી.**

સંવત ૧૯૭૪.          સને ૧૯૧૮

**કીમત ૦—૪—૬**

# પાલણપુર એજન્સિની સામાન્ય

# ભૂગોળ.

એજન્સિની વિસ્તૃત સામાન્ય હકીકત સહિત.

લખનાર તથા પ્રસિદ્ધ કરનાર.

**ભાઇચંદ પુંજાદાસ શાહ.**

હેડમાસ્તર, તાલુકા સ્કુલ સાબરા-મહીકાંઠા.

આવૃત્તિ પહેલી                    પ્રત ૧૦૦૦.



અમદાવાદ—શાહાપુર નવીપોળમાં આવેલા
શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય" માં
**પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપી.**

સંવત ૧૯૭૪.                    સને ૧૯૧૮

**કીમત ૦—૪—૬**

# પ્રસ્તાવના.

પાલણપુર એજન્સિનું સામાન્ય વર્ણન જેમાં સંસ્થાનો અને તાલુકાની હકીકત અને જાણવા લાયક સ્થળોનું વર્ણન આપી આ પુસ્તક બીજા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ ઉપરાંત ઉપલાં ધોરણના વિદ્યાર્થીઓ, શિક્ષકો વગેરેને માહિતી મળે અને ખાસ ઉપયોગી થઈ પડે એ ઉદ્દેશથી લખ્યું છે.

શિક્ષકોના ધ્યાનમાં હશેજ, કે પ્રથમ સ્થળસૂચક શબ્દોથી શરૂ કરી દિશાઓનું શિક્ષણ ચોકસ અપાયા પછી, નિશાળના મકાનથી આરંભ કરી, તેની આસપાસનાં ફળીઆં, રસ્તા, ગામની ભૂગોળ, એથી આગળ વધીને તાલુકા અને સંસ્થાનની ભૂગોળ, બાળકોને ગમ્મત પડે અને તેમની વિચાર શક્તિ ખીલે; એ રીતે શીખવવામાં આ પુસ્તક સહાયભૂત થઈ પડે, એ હેતુ રાખ્યો છે.

મ્હોટાં ગામ, નદીઓ, કે તેવી બીજી હકીકત છોકરાં ગોખી કાઢે, કે વાંચી જાય એ બહુ ઉપયોગનું નથી; પરંતુ ત્યાં વસતા લોકો, તેમના ઉદ્યોગો, ત્યાંની જમીન, તે ઉપર આધાર રાખતી ખેતી અને બીજી પેદાશો, ગામ, તાલુકા, સંસ્થાન, એજન્સિના અધિકારીઓ અને તેમની ફરજો, વગેરે ઘણી બાબતોથી શિક્ષકોએ વિદ્યાર્થીઓને વાકેફ કરવા જોઇએ. આ બધું શિખવવાનો ઘણો આધાર શિક્ષકની જાત માહિતી અને શિખવવાની કળા ઉપર છે.

નકશાની મદદ અને સ્થળોના વર્ણનથી વિદ્યાર્થીઓને ગમ્મત સાથે જ્ઞાન મળે છે, એ જાણીતી વાત છે તેમાં રમુજી વર્ણનથી

તેમના મન ઉપર એવી તો સચોટ અસર થાય છે, કે ફરી તેમને તે વિષે પુસ્તકમાંથી વાંચવાની જરૂર પડતી નથી.

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે ભૂગોળનું પુસ્તક તો ફક્ત બાળકો માટેજ છે, તેથી તેની વિશેષ માહિતી મેળવવા માટે મોટી વયના પુરૂષોએ અભ્યાસ કરવાની જરૂર નથી. એમ ધારવામાં આપણી ભૂલ છે. આ એજન્સિના વતનીને તો ખસુસ કરીને સ્વભૂમિ સંબંધિ ભૂગોળનું જ્ઞાન અવશ્ય હોવુંજ જોઈએ. એજન્સિ, સંસ્થાન, તાલુકો, જિલ્લો કે પ્રાંતની માહિતી મેળવવાથી ઘણી જાતના લાભ થાય છે.

આવાં પુસ્તક છપાવી પ્રગટ કરવા ઉત્સાહ પ્રેરનાર ઉદારચિત માનવંતા અને પ્રજાનું હિત અને કેળવણીનો ફેલાવો કરવાનું જેમના હૃદયમાં નિરંતર વસેલું છે એવા નેક નામ. લેફ્ટેનન્ટ કર્નલ એન૦ એસ૦ કોગહીલ (બેરીસ્ટર એટ. લો. જે. પી.) પો૦ એ૦ સા૦ બહાદુર, અને તેમના આસિસ્ટંટ, સાહેબો મેસર્સ ખાનસાહેબ ફરામરોજ સોરાબજી માસ્તર બી૦ એ.; (જેમણે પોતાની પાલણપુર એજન્સિની ડીરેકટરીમાંથી ઉતારો લઈ પુસ્તક યોજવા સહાય આપી છે.) અને મે૦ માણેકલાલ ચુનીલાલ પટેલ. એમણે ફોર્મો જાતે તપાસી સુધારો વધારો સુચવી ઉદાર આશ્રય આપી જે સહાય કરી છે તે માટે હું તેઓ સાહેબોનો અંતઃકરણ પૂર્વક આભાર માનુછું.

આ પુસ્તક લખવામાં તેમજ એજન્સિ બંધારણ વગેરે સંબંધિ કેટલીક વિશેષ હકીકત આપવામાં મ્હને મારા પરમ શુભેચ્છક મુરબ્બીઓ મેસર્સ મે૦ વિનાયક ગણેશ ગડકરી. (પેન્શનર), મે૦ પાનાચંદ જયચંદ મહેતા, મે૦ નસરવાનજી બેજનજી ડમરી, મે૦ ચંદુલાલ છોટાલાલ પરીખ, મે૦ ફતેહચંદ

રામચંદ કારભારી; પાલણપુર અને રાધણપુરના અનુભવી તાલુકા સ્કુલ હેડમાસ્તર સાહેબો મેસર્સ ત્રિભુવનદાસ અમુલખદાસ સોની, ગોવરધનદાસ ધરમચંદદાસ શાહ, શામળદાસ હરજીવનદાસ શાહ, અને મોઢભાઇ કાનજી રાણા. વગેરે શિક્ષક બંધુઓ અને અનુભવી સદ્ગૃહસ્થોએ આ પુસ્તક વાંચી સુધારી જે જે કીંમતી સલાહ અને સુચના આપી છે તેથી તેમનો, અને “ પાલણપુર અને મહીકાંઠાની ભૂગોળ ” ( મને માર્ગ દર્શક થવાથી ) ના કર્ત્તા સ્વર્ગસ્થ થરા તાલુકા સ્કુલ માસ્તર શિવલાલ રણછોડલાલ મહેતાનો પણ અંતઃકરણપૂર્વક આભારી છું.

પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કોલેજના સ્વર્ગસ્થ પ્રિન્સિપાલ રા૦ સા૦ માધવલાલ હરિલાલ દેશાઈ બી. એ, વાનપ્રસ્થ પ્રિન્સિપાલ રા૦ બ૦ કમળાશંકર ત્રિવેદી બી. એ, અને રા૦ બ૦ જમીઅતરામ ગૌરીશંકર શાસ્ત્રી બી. એ. જેઓ મારા ટ્રે૦ કોલેજના શિક્ષા ગુરૂ છે તેમણે ગુજરાત શાળાપત્રામાં કીમતી અને વિદ્વતા ભરેલા ભૂગોળ શિક્ષણ વિષેના જે લેખો લખ્યા છે. તેમાં સુચવેલી સુચનાને અનુસરી આ પુસ્તકની સંકળના રાખી છે.

માણસ માત્ર ભૂલને પાત્ર છે. તેથી અપૂર્ણ રહેલી બાબત યા ભૂલો જે જ્ઞાનના અભાવે સમજફેર કે સરત ચૂકથી રહી ગઇ હોય, તે સુચવવા કૃપા થશે. તો તે ઉપકાર સાથે સ્વીકારી તેને બીજી આવૃત્તિ વખતે યોગ્ય સ્થાન આપી કૃતાર્થ થઇશ.

| | |
|---|---|
| અમદાવાદ.<br>માર્ચ ૧૯૧૮. | ભાઇચંદ પુંજાદાસ શાહ,<br>હેડમાસ્તર તાલુકાસ્કુલ—સાદરા. |



# અનુક્રમણિકા.

## વિભાગ ૧ લો.

---

# પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ.

## પ્રકરણ ૧ લું.

**એજન્સિઃ**—જેમ ઘણા તાલુકા મળી જિલ્લો બને છે તેમ ઘણાં નાનાં મોટાં દેશી રાજ્યો, તાલુકા કે સંસ્થાનો જે એક જથે આવેલાં હોય અને તે બધાંના રાજકારભાર ઉપર દેખરેખ રાખવાને એક અંગ્રેજ અધિકારી ( પોલિટિકલ એજંટ )ની નીમણોક કરેલી હોય; તેવાં સઘળાં રાજ્યોના સમુહને એજન્સિ કહે છે.

**પાલણપુર એજન્સિઃ**—સને ૧૮૧૭ માં પાલણપુર સંસ્થાનના દીવાન ફતેખાનજીએ ગાયકવાડ સરકારની મારફતે પાલણપુર સંસ્થાનનો રાજ્ય વહીવટ ચલાવવા અંગ્રેજ અમલદારની માગણી કરી, તેથી પાલણપુર ખાતે પોલિટિકલ એજંટની નિમણોક થઇ અને ત્યારથી આ એજન્સિની સ્થાપના થઇ છે.

**સ્થાન અને ક્ષેત્રફળઃ**—આ એજન્સિ ગુજરાત પ્રાંતની છેક ઉત્તરમાં ૨૩°–૩૦' થી ૨૪°–૪૩' ઉત્તર અક્ષાંશ વચ્ચે અને ૭૧°–૨૦' થી ૭૨–૪૫' પૂર્વ રેખાંશ વચ્ચે આવેલી છે. એની વધારેમાં વધારે સંબાઈ ( ઉત્તરે મારવાડ અને શિરોહીથી તે દક્ષિણે અમદાવાદ

જિલ્લા સુધી ) ૧૦૪ મૈલ અને પહોળાઇ ( પૂર્વમાં શિરોહીથી, દાંતા અને ગઢવાડાથી પશ્ચિમમાં કચ્છના રણુ સુધી) ૧૦૦ મૈલના આશરે છે, એનું ક્ષેત્રફળ ૬૩૯૩.૨૯ ચોરસ મૈલ અને કુલ વસ્તી ૫૧૫૦૯૨ માણુસની છે.*

**સીમાઃ**—એ એજન્સિ ગુજરાતની વાયવ્ય ખૂણુમાં આવેલી છે. એની ઉત્તરે મારવાડ અને શિરોહી, પૂર્વે શિરોહી અને મહીકાંઠા એજન્સિનું દાંતા સંસ્થાન, દક્ષિણે ગાયકવાડ સરકારનો પાટણ મહાલ અને કાઠિઆવાડ એજન્સિનું ઝીંઝુવાડા સંસ્થાન; અને પશ્ચિમે કચ્છનું રણ છે. જે કચ્છ અને સિંધ (નગર પારકર) ને ગુજરાતથી છુટો પાડે છે,

**એજન્સિના વિભાગોઃ**—સાથી મોટાં **પાલણપુર** અને **રાધનપુર** એ બે પહેલા વર્ગનાં સંસ્થાનો; **થરાદ** ચોથા વર્ગનું; **વાવ** અને **વારાહી**ના મલેક જોરાવરખાનજીનું સ્ટેટ એ પાંચમા વર્ગનાં; **થરા** અને **ભોરોલ** (થરાદ સ્ટેટમાં) બીજા વર્ગના માજીસ્ટ્રેટ અને **દીઓદરની** ( બે જાગીરો ) ઠાકોર ખાનજીની જાગીર હાલ છઠ્ઠા વર્ગમાં અને રૂ. ૫૦૦ સુધી દાવા સાંભળવાના; **તેરવાડા, સાંતલપુરના આદેસંર ઠાકોર** ( ગઢસાઈ અને કલ્યાણપુર માટે), **ઢીમા** (વાવ સ્ટેટમાં) એ ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ અને રૂ.૨૫૦ સુધી દાવા સાંભળવાના; અને **સુઈગામ** ત્રીજા વર્ગના

---

* મહીકાંઠા એજન્સિનું ક્ષેત્રફળ ૩૧૨૪ ચો. મૈલ અને વસ્તી ૪,૧૨,૬૩૧ માણુસની છે. તે કરતાં આ એજન્સિ વિસ્તારમાં બમણી મોટી છે છતાં વસ્તી સવાગણી છે. એટલે બહુ આછી છે.

÷ શાન્તા ઝાલા ગીદીએ પોતાના નામથી સાંતલપુર વસાવ્યું છે.

માજીસ્ટ્રેટના અધિકાર વાળી જાગીરો છે. અને તેથી પણ નાની નાની બીન હકુમતવાળી ઘણી જાગીરો અને ગામો છે. તે પૈકી કાકરેજમાં **કંબોઇ, ઉમરી, વડા** ને **ઊણ**; **દીઓદરમાં ભાભર**, ફોરણા, **વારાહીમાં** મુરીદખાનની જાગીર, કોરડા, બામણોલી; **સાંતલપુરમાં** મઢુત્રા, બકુત્રા, સાંનેથ વગેરે મોટી છે.

આ સિવાય **ડીસા કેમ્પમાં** ઇંગ્રેજી **કેન્ટોન્મેન્ટ** (છાવણી)છે.

આ એજન્સિના ૯ વિભાગ કરેલા છે.

૧. **પાલણપુર સંસ્થાન**:—એમાં **પાલણપુર**, એના પેટામાં જેથી તથા રોહની તહેસીલ છે. **વડગામ, ગઢ, ડીસા, ધાનેરા, પાંથાવાડા** અને **ગઢવાડા** એ સાત તાલુકા છે.

મેતા, ધનાલી, પાલણપુર અને ગઢ એ તાલુકાના ભાગને **ધાણધાર**; સામઢી, ભાખર, ભડથ, ધાડા વગેરે કોળી ઠાકરડાનાં ગામો ગઢ અને ડીસા તાલુકામાં વહેંચાયાં છે, છતાં લોકો તેને **કોળીઆરો**; ડીસા તાલુકાના કેટલાક ભાગને **ડીસાવળ**, ધાનેરા તાલુકો **ધાનેરા ટપ્પો કે ત્રીસ ચોવીસ**; પાંથાવાડા તાલુકાને **મહાડી સાઢ** અને માલણ અને તેની આસપાસના ભાગને **માલણી સાઢ** કહે છે.

પ. **રાધનપુર સંસ્થાન કે વઢીઆર**:—એમાં **રાધનપુર, સમી, મુંજપુર, બલોધન** અને **વેડ** એ પાંચ મહાલ છે.

૨. **ડીસા કેન્ટોન્મેટ**:—પાલણપુર સંસ્થાનની જમીન લઈ અંગ્રેજ સરકારે અહીં લશ્કરી છાવણી સ્થાપી છે. તેને **ડીસા કેમ્પ** કહે છે.

---

* ચાર્ચટ એ નામ પરમારની ચાવડ અથવા ચાડ જાતની શાખા ઉપરથી પડયું હોય એમ કહેવાય છે.

\+ ગઢવાડા (મહીકાંઠા)માં આ સંસ્થાનનો ભાગ છે તે માટે આ તાલુકો ઠરાવ્યો છે.

૩. **કાકરેજ કે કાકરેજી***:—આ પરગણાને લોકો **કાકરેજી** નામે ઓળખે છે. એમાં **થરા** સૌથી મોટી જાગીર છે. તે સિવાય બીજી જાગીરો ઘણી છે. તેમાં કંબોઇ, ઉમરી રાણકપુર, ઊણ, વડા કાકર અને સમૌ વગેરે કોળી ઠાકોરોની જાગીરો છે.

૪. **દીઓદર કે હિંદવાણી**+:—આ પરગણામાં દીઓદર, તેરવાડા અને ભાભર એ ત્રણ જાગીરોનો સમાવેશ થાય છે. દીઓદર પરગણાને લોકો **હિંદવાણી** કહે છે.

૬. **થરાદ કે થરાદરી**:—આ તાલુકાને **થરાદરી** નામે ઓળખે છે. તેમાં થરાદ, **ભારોલ** અને **મોરવાડા** તાલુકા અને ડુઆ, નારોળી, જેતડા, વલાદર, માડકા અને એટા વગેરે નાની ઘણી જાગીરો છે.

૭. **વાવ કે વાવેચી**:—આ પરગણાને લોકો **વાવેચી** નામે ઓળખે છે. એમાં વાવ, સુઇગામની જાગીરો છે તે સિવાય **ઢીમા** અને **બેણપ** વગેરે નાની જાગીરો જે વાવના ભાયાતોની છે તે વાવ સ્ટેટના તાબામાં મુકવામાં આવી છે.

૮. **વારાહી કે મોટી જતવાડ**:—આ તાલુકો **મોટી જતવાડ** એ નામે ઓળખાય છે. કેમકે ત્યાં જત મુસલમાનની વસ્તી

---

* આ પરગણામાં કાકર નામે જુના વખતમાં મોટું શહેર હતું તેની ઘણી નિશાનીઓ એજ નામના ગામડાની આસપાસ મળે છે. આ કાકર ઉપરથી આખા પરગણાનું નામ કાકરેજ પડયુંછે.

+ આ પરગણાની દક્ષિણે રાધનપુર સંસ્થાન અને વારાહી અને તેરવાડા તાલુકા મુસલમાન રાજકર્તાઓના છે. તેથી તે તુર્કાણી (તુર્કાણીનો અપભ્રંશ), અને દીઓદર પરગણું રજપૂત એટલે હિંદુઓનું છે તેથી તે હિંદવાણી કહેવાય છે.

ઘણી છે. તેમાં **વારાહીની** બે મોટી જાગીરો અને બીજી નાની છે, **વારાહીના** મલેક જોરાવરખાનજીની જાગીરને પાંચમા વર્ગનું સ્ટેટ ગણવામાં આવ્યું છે.

૯. **સાંતલપુર કે ચોરાડ**:—આ પરગણામાં **સાંતલપુર** અને ચાર્ચ્ટની જમીનનો સમાવેશ થાય છે. તેમાંના સાંતલપુરનો ભાગ **ચોરાડ** નામે ઓળખાય છે. મોરવાડાનો થોડોક ભાગ સાંતલપુરમાં હતો તે હવે બધો થરાદમાં મુકયો છે.

આ એજન્સિના સંસ્થાનિકો લોહાણી અને બાબી પઠાણ; તાલુકદારો જત અને બલોચ મુસલમાન; વાઘેલા, ચોહાણ, અને જાડેજા રજપૂતો; અને પાલવી (મકવાણા કોળી) ઠાકોરો વગેરેછે÷

---

÷ પાલણપુર (લોહાણી પઠાણ), રાધનપુર (બાબી પઠાણ), વારાહી (જત–મલેક), તેરવાડા (બલોચ), કોરડા, ગઢા, જેકડા, ગોખાતર, કોળીવાડ, દાલદી, દઇસર, ઉચોસણ, સેવડ, ઝંડાડા વગેરે **મુસલમાન**; થરાદ, થરા, દીઓદર, કોરના, મકડાલ, ડુચકવાડા, ભાટવર, કુવાણા, ઝાલોધા, વાટમ, ધ્રુણસલ, મોરવાડા વગેરે **વાઘેલા**; વાવ, સુઇગામ, ઢીમા, બેણપ, ધરાધરા, બુકણા, આછવા, અસારા વગેરે **ચોહાણ**; સાંતલપુર, બકુત્રા, જઝામ, સુનેથ, અમરાપુર વગેરે **જાડેજા**; રડોસણ, નેસડા, ગોલપ **સોલંકી** વગેરે **રજપૂત**; ઉણ, વડા, ભાભર. સમૌ, રાણકપુર, કંબોઇ, લુણપુર, ઉંબરી, ભલગામ, રાનેર, સિહોરી, ખીમાણા, કાંકર, જાબડીઆ, આંગણવાડા વગેરે **પાલવી (મકવાણા કોળી) ઠાકોરો**; સીરવાડા, સુરાણા, ઉજનવાડા, દેલવાડા એ **બ્રાહ્મણ**; દાંડગામ, દેવદરબાર, ચળી આમલુન એ **અતિત**; કોરેટી, રોહુ, ઝંડાડા, પાનવી, મઆંણા એ **ગઢવી**; મલુકપુર, રૂણી, સનાદર, લોદ્રાણી એ **બારોટ**; દેવ (કાપડી) અને ચેંબલા એ **કાપડી**; ગંજીસર એ **ફકીર**; સીધાડા એ **શાહુમા**; અને કલગરીઆ એ **સિંધીની** જાગીરો છે.

**પાલણપુર, રાધનપુર, થરાદ અને વાવ** સિવાય બીજા તાલુકા અને જાગીરોમાં ભાઇએ ભાગ પડતા હોવાથી મૂળ જાગીરોના ભાગો અને તેના પેટા વિભાગો ઘણા પડી ગયા છે. આવી વહેંચણીથી એકેક ગામની જાગીરોમાં પણ પેટા ભાગીદારોને સીધે વિભાગ પડે છે. તેથી કેટલાક જાગીરદાર માત્ર નામનાજ જાગીરદાર જેવા છે.

**થાણા સર્કલનું બંધારણ:**—નાની નાની જાગીરો કે ગામેઃ (પાલણપુર, રાધનપુર સંસ્થાનો, થરાદ, વાવ, વારાહી સ્ટેટો સિવાયના તાલુકા અને જાગીરોની હકુમત એજન્સિ (સરકાર) હસ્તક છે. એવી એક જથે આવેલી નાની જાગીરોના રાજ્ય વહીવટ માટે ઠરાવેલા સમુદાયને **થાણાસર્કલ કે થાણાં** એવી સંજ્ઞા આવી છે. એવાં (૧) **કાંકરેજ**, (૨) **દીઓદર**, (૩) **વારાહી**, અને (૪) **સાંતલપુર** એ ચાર થાણાં +છે. તેનો વહીવટ જાગીરદારોના ખરચે સરકાર તરફથી થાણદાર કરે છે.

૧. **કાંકરેજ થાણું:**—આ થાણાનું સદર સ્ટેશન **સિહોરી છે.**

(એમાં ઉણ, ભલગામ, રાણકપુર, ખારીઆ, થરા, ઇદરમાણા, કાકર, ડુંગરાસણ, આકોલી, માનપુર, બલોચપુર, આંગણવાડા, ઉંબરી, સમૌ, રાનેર, દસાનો વાસ, લુણપુર, સદરપુર, ઝાબડીઆ, ભદ્રેવાલી, બુકોલી, અરણીવાડા, કંબોઇ, રણાવાડા, શીરવાડા, રૂણી, ચેંબલા, થળી, દેવદર-

---

+ પહેલાં છ થાણાં હતાં. સને ૧૯૦૪ માં થરાદના જમૈયા ગામો ઉપરની હકુમત થરાદ સ્ટેટને આપી તેથી **થરાદ થાણું** અને સને ૧૯૧૭ માં વાવ તાલુકામાં ભાયાતી ગામો આવેલાં છે તેની **હકુમત વાવ સ્ટેટને** સોંપવાથી **વાવથાણું** એમ થાણાં ઉઠાડી મૂકયાંછે, **અને સુઇગામ** તાલુકાને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો **અધિકાર આપ્યોછે.**

આર, વગેરે જાગીરો; બીજાં ગામો કે જેમાં ભાયાતો થઈ ઘણા વિભાગો અને પેટા વિભાગ પડી ગયા છે. આ જાગીરો રજપૂત, બ્રાહ્મણ અને બીજાઓ કે જે ગામોના માલીક છે તેમની છે.)

૨. **દીઓદર થાણું**:—આ થાણાનું સદર સ્ટેશન **દીઓદર** છે.

(તેમાં દીઓદર, તેરવાડા, ભાભર, મકડાલા, ફોરણા, વાટમ, જાલોઢા, હુચકવાડા, ચાત્રા, ધુણસલ, પાણવી અને ઓઘડપુરા એ જાગીરોમાં એકથી વધુ ગામો છે. બાકીના એકેક ગામના ધણી અથવા ગામોમાં ભાગીદારો છે.)

૩. **વારાહી થાણું**:—આ થાણાનું સદર સ્ટેશન **વારાહી** છે તેમાં **વારાહી** અને બીજી પેટા જાગીરો છે.

(ગોખાંતર, ગઢા, કોરડા, દાલ્ડી, ઉનરોટ, સીધાડા, બાગણોસી, કોલીવાડા, દૈસર, તનવાડ, તેતરવા, સેડવ, જોરવાડા, ઇનદરવા, ઝંડાડા, ચીચોદરા, ઝેકડા, વારાહી અને ઉનડી છે વારાહી અને કોરડામાં એક કરતાં વધુ ગામો છે. બાકી એકેક ગામ છે. વારાહીના બધા તાલુકદારો જાતે જત મુસલમાન છે. ફકત ઝંડાડામાં ગઢવી હિંદુ છે. **વારાહી** તાલુકાને **મોટી જતવાડ** કહે છે).

૪. **સાંતલપુર થાણું**:—આ થાણામાં **સાંતલપુર, આરચર** અને **મોરવાડાનો** કેટલોક ભાગ તથા બીજી જાગીરો છે, આ થાણાનું સદર સ્ટેશન **સાંતલપુર** છે.

**દેખાવ**:—પાલણપુર સંસ્થાન નજીકમાં પૂર્વ તરફ જમીન ઉંચી નીચી અને જંગલવાળી છે. ઉત્તર, ઇશાન ખુણ અને પૂર્વ તરફ શિરોહીની સીમા સુધી ટેકરીઓ અને ડુંગરોની હાર છે, તેમાં કેટલાક ઊંચા અને વિસ્તારવાળા છે.

રણની પશ્ચિમનો, ઝીંઝુવાડાની દક્ષિણનો, અને ત્યાંથી ચક્કર ખાઈ પૂર્વ તરફનો સઘળો ભાગ એક વિસ્તીર્ણ સપાટ મેદાન રૂપ છે. ઉત્તર અને દક્ષિણ તરફ મારવાડ અને ઝીંઝુવાડાના સીમાડા તરફ ઝાડ બહુ ઓછાં અને ભાગ્યેજ જોવામાં આવે છે. પશ્ચિમ તરફ આખી સરહદ ઉપર ખારોપાટ નજરે પડે છે.

પાલણપુર કસ્બાની નજીકમાં રેતીની ટેકરીઓ આવેલી છે. એ સંસ્થાનની ઉત્તર અને પૂર્વમાં આરાવલી પહાડનો પ્રદેશ જંગલ અને ખાડા ટેકરાવાળો છે. થરાદ અને કાંકરેજ તરફનો કેટલોક ભાગ ઝાડીવાળો છે. પાલણપુરથી ઉત્તરે ૧૨ મૈલ સુધી પહાડોની હારો શરૂ થાય છે તે પાલણપુરને શિરોહીથી છુટું પાડે છે.

રાધનપુર સંસ્થાનનો પ્રદેશ ખુલ્લા મેદાન જેવો છે. ત્યાં ઝાડો થોડાં છે. ડુંગરો નથી, જમીન ખારી હોવાથી ઘણોખરો પ્રદેશ વેરાન છે.

કાંકરેજ થાણાનો પ્રદેશ ખુલ્લો અને સાધારણ ઝાડીવાળો છે; દીઓદર થાણાનો બધો પ્રદેશ રેતાળ છે. જમીન એક સપાટ મેદાન છે; વાવ થાણાની જમીન સપાટ અને રેતાળ છે. પશ્ચિમ તરફની જમીન કઠણ અને માટીવાળી છે; સાંતલપુરનો પ્રદેશ સપાટ અને ખુલ્લો છે. વારાહીની જમીન સપાટ છે અને તેમાં બે ગાઉ ફરતું રણ આવેલું છે

રણ:—વારાહી કે મોટી જતવાડમાં ( એજન્સિની પશ્ચિમે રણનો ભાગ આવેલો છે તે પૈકી સંડેરનું રણ આવેલું છે. તે બે ગાઉ ફરતા ઘેરાવામાં છે તેની પાસે ગઢા અને કોરડા ગામ છે.

પર્વતો:—આ એજન્સિની ઈશાને ઘણા ઊંચા ડુંગરો આરાવલીની હારમાંના છે. તેમાં મુખ્ય **જાસોર** ( ૩૫૦૦ ફુટ ) એ ઉંચો અને લાંબો ડુક્કરના જેવા બરડાવાળો પહાડ છે. એની પાસે **વીરમપુરનો ડુંગર** છે. **ચિકલોદર માતાનો ડુંગર** ( ૨૫૦૦ ફુટ ), સુરબકરીના ભાખરાની પશ્ચિમ છેડે ગોપુચ્છાકાર ડુંગર છે તેને **રાણીટુંક** અથવા **ક્વીન્સપીક** કહે છે. અને **ચોટીલાના** ડુંગરો છે.

**હાથીદરા** નામના ડુંગરોની હાર છે. જેમાં મુખ્ય શિખરો, **શંખદેવી, દીવાનીઆ, ગંગુ, સુરબકરી, ગુરૂકાપહાડ** અને **લોલન** વગેરે છે. **જાસોર** અને **ચોટીલાના** ડુંગરો કુદરતી દેખાવ માટે પ્રસિદ્ધ છે.

સાંતલપુર પરગણામાં **એવાળ** અને **આલુવાસ** નાના ડુંગરો છે.

**મુખ્ય નદીઓ:**—(૧) **બનાસ**:–ઉદેપુરના ડુંગરોમાં **ઢેબર** સરોવરમાંથી નીકળી પશ્ચિમ તરફ વહે છે. આગળ વહેતાં **ગોરખાતર** ( વારાહી તાબાનું ) નજીક અને **અગીઆણા** ( રાધનપુર તાબાનું ) નજીક એ રીતે બે મુખે થઇ **કચ્છના રણમાં** પડે છે. એના ઉપર **ડીસા કરબો, રાજપુર, ડીસાકેમ્પ, વડાવલ,** કુંપટ **પાલગઢ, છત્રાલા, વાસણા** વગેરે ગામો આવેલાં છે.

પાલણપુર સ્ટેટમાં **સરોત્રીથી** ઇશાનકોણમાંથી આવી આશરે **૧૨** મૈલ સુધી જંગલમાં ચાલી ૮ મૈલ આગળ સુધી તેના કાંઠા ખડકના છે. તેના બેણા ( વહેણ)માં પણ ખડક છે. આબુ તરફ તે ૨૦૦ વાર, ડી**સાથી** છ મૈલ આગળ જતાં એક મૈલ, ડીસા આગળ ૭૦૦ વાર અને **રાધનપુર** આગળ ૪૦૦ વાર પહોળી છે, બનાસમાં રેલ આવે છે ત્યારે ઘણું પાણી આવે છે. રેલ ન હોય ત્યારે સઘળે ઠેકાણે ઉતરી શકાય છે.

તેમાં ભરતી આવતી નથી કેમકે તે દરીઆને મળતી નથી પણ કચ્છના રણમાં સમાઇ જાય છે. એનું પાણી છછરૂં હોવાથી તેમાં હોડીઓ ફરી શકતી નથી. માત્ર બંધ બાંધી તેના પાણીનો પીત કરવામાં ઉપયોગ થાય છે. એનું પાણી મીઠું છે પરંતુ આગળ જતાં ખારી જમીનમાં થઈ વહેવાને લીધે રાધનપુર સંસ્થાન અને સાંતલપુર પરગણામાં તેનું પાણી ખારૂં છે.

બનાસને મળનારી મુખ્ય શાખાઓમાં **સીપું** કે **ચીપું** અને **બાલારામ** એ બે છે. સિવાય ડુંગરાનાં ઝરણો નદીરૂપે થોડે સુધી ચાલી કોઇ જમીનમાં સમાઇ જાય છે અને કોઇ બનાસને મળી જાય છે.

**સીપું કે ચીપું:**—શિરોહી તાબાના **નીમજના** ડુંગરની પૂર્વમાંથી નીકળે છે અને તે પાલણપુર સંસ્થાનના **ભડથ** અને **નાના રાણપુર** નજીક **બનાસને** મળે છે.

**બાળારામ:**—પાલણપુર સંસ્થાનની ઈશાન કોણની સરહદ તરફથી નીકળે છે અને તે **બાળારામ મહાદેવના** દહેરા પાસે થઇ પાલણપુર સંસ્થાનના **કારજા** આગળ **બનાસને** મળે છે.

(૨) **સરસ્વતી—કુંવારકા:**—આ પવિત્ર નદી મહીકાંઠાના દાંતા સંસ્થાનની ઉત્તરે આવેલા આરાસુરના **મેણાગર** ડુંગરમાંથી નીકળી **કોટેશ્વર** મહાદેવ પાસે થઇ, દાંતા રાજ્યને સરહદ કરી **સિદ્ધપુર,** અને **પાટણ** આગળ વહી, પાટણથી નીચે થોડા મૈલ છેટે તે જમીનની અંદર કેટલાક મૈલ સુધી વહે છે. અને પાછી તે નજરે પડે છે. તે રાધનપુર સંસ્થાનના **જોરાવરપુરા** અને **કધા--કુરધા** આગળ થઈ બનાસને સમાંતર ચાલી **અનવરપુરની** દક્ષિણે થોડા મૈલ છેટે **કચ્છના** રણમાં સમાઇ જાય છે. એનાપર ચિત્રોડ, **ઘોડીઆળ** અને **બાદરપુર** વગેરે ગામો આવેલાં છે.

દાંતા સંસ્થાનમાં તેને બહુ નાની નાની કેટલીક નદીઓ મળે છે. આ નદી દરીઆને મળતી નથી તેથી તેમજ સરસ્વતી કુંવારકા હોવાથી તે કુંવારકા ગણાય છે. એને હિંદુ લોકો પવિત્ર માને છે. તેથી તેમાં નહાવા માટે ઘણા યાત્રાળુઓ તેના મૂળ **કોટેશ્વર** અને **સિદ્ધક્ષેત્ર** કે—**શ્રીસ્થળ સિદ્ધપુર** યાત્રાર્થે જાય છે. દર કાર્તિકી પૂનેમે અને ગ્રહણ વગેરે પર્વણિને દિવસે ઘણા લોકો **સિદ્ધપુરમાં** સ્નાન માટે એકઠા થાયછે.

**ઉમરદસી અમરદસી**:—એ નાની નદી પાલણપુર સંસ્થાનના ઇશાન તરફના ડુંગરોમાંથી નીકળી પશ્ચિમ તરફ વહી **સરસ્વતીને** મળે છે. એનાપર **ઉમરડસી, મેરા, રતનપર** અને સીદ્રાસણ ગામો આવેલાં છે.

**લડબી** એ પાલણપુરના સંસ્થાનમાં નાની નદી છે. એનાપર **પાલણપુર**, વેડંચા, ગઢ અને કુંભારણ એ ગામો છે.

(૩) **રૂપેણ**:—આબુ પહાડના **કોટેશ્વર** આગળ નીકળી રાધનપુર સસ્થાનના **ફતેપુર** અને **ટુવડ** આગળ થઇ કાઠિઆવાડમાં **વણોદ, દશાડા** અને **ઝીંઝુવાડાની** હદમાં જાય છે.

**તળાવો**:—આ એજન્સિમાં કુદરતી સરોવર કે તળાવો નથી પણ બંધાવેલાં નાનાં મોટાં ઘણાં તળાવો છે. કેટલાકમાં આખું વર્ષ પાણી રહે છે અને તે માણસો તથા ઢોરના પીવાના કામમાં આવે છે. તે સિવાય બીજા કામમાં આવતું નથી. કેટલાંક તળાવ ઉનાળામાં સૂકાઇ જાય છે. ત્યારે તેમાં લોકો વીરડા ખોદી તેનું પાણી પીવાના કામમાં લે છે. રાધનપુર તાબાના ગામડાના લોકોને પીવાના પાણીનો આધાર તળાવ ઉપર છે. તળાવો સૂકાઈ ગયા પછી પણ તેના તળીઆમાં ખોદવાથી પાણી મળે છે, જમીનની

સપાટી નજીક ખોદવાથી પાણી મીઠું (સારૂં) મળે છે. પણ ઊંડું ખોદીએ તો પાણી ખારૂં મળે છે દસથી ત્રીસ ફુટ ઉંડાઈમાં પાણી મળે છે. ઘણું કરીને તળાવોના તળીઆમાં કે વહેળાઓના વહેણમાં કુવા કે વીરડા ખોદવામાં આવે છે.

**હરમતીઆ, ગોબરી, માનસરોવર*** અને **જગાણાનું** એ તળાવો પાલણપુર સંસ્થાનમાં છે તે છપનીઆ દુકાળમાં ઊંડાં ખોદાવ્યાં છે. માનસરોવરને લડબી નદી સાથે નેહરદ્વારા જોડી દીધું છે.

**રાધનપુરનું, વાઘેલ** અને **રાવળું** એ રાધનપુર સંસ્થાનમાં મુખ્ય તળાવો છે,

**રાધનપુરનું** તળાવ કે જેમાં પાણી લાવવા ઘણા ખર્ચે ૯ મૈલની સ્ક્રોટ કેનાલ—નહેર બાંધવામાં આવી છે. તે સિવાય કેટલાંક સારા બાંધેલાં તળાવો પણ છે. તેમાં આખું વર્ષ ચાલે તેટલું પાણી રહેછે.

**વાઘેલ** તળાવ ગુજરાતમાં સર્વથી સારૂં ગણાય છે તેનો વિસ્તાર ઘણો છે. તેની આસપાસ ચઢ ઉતર માટે પગથીઆં બાંધેલાં છે. તે વાઘેલા રજપૂતોએ બંધાવેલું છે અને હજુ તે સારી હાલતમાં છે.

**રાવળું** એ લોલાડા પાસે તારાનગરના પાદરમાં છે.

**સંગેવાડી**—વારાહી તાલુકામાં એ મોટું ને પ્રખ્યાત તળાવ

---

* સતરમા સૈકામાં દીવાન મુઝાહીતખાને પોતાની પ્રિય બેગમ જાડેજીબાઇ માનબાઇની યાદગીરીમાં **માનસરોવર** અને **નગીનાવાડી** બગીચો કરાવ્યાં . નગીનાવાડી હાલ ઉજડ હાલતમાં છે.

છે; **સાંતલપુરનું, જાખોતરા, ભકુતરા** અને **ડાઘાસર*** આ તળાવો સાંતલપુર કે ચોરાડમાં આવેલાં છે અને તે પત્થરનાં બાંધેલાં છે પણ તેમાં પાણી થોડુંજ રહે છે.

ઉપરનાં તળાવો પૈકી **હમતીઆ, માન, રાધનપુરનું, વાઘેલ** અને **સંગેવાડી** એ મોટાં છે.

## *જળાશયોના પાણીનો ખેતીમાં ઉપયોગ.

આ એજન્સિની કેટલીક નદીઓનાં પાત્ર જ્યાં છીછરાં છે ત્યાં માત્ર બંધ બાંધી પીત કરવામાં તેના પાણીનો ઉપયોગ થાય છે. બનાસ નદીમાં રેલ આવે છે ત્યારે ઘણું પાણી આવે છે અને તે રાધનપુર સંસ્થાનના દક્ષિણ ભાગમાં સેંકડો વીંઘાં જમીનમાં ફેલાઇ જાય છે. તેના ભેજથી મોલ થાય છે. કેટલેક સ્થળે નદીના પાત્રમાં કે પાત્ર નજીક ઢીંકવા કરી પાણી પાય છે.

કુવાઓનું પાણી ખેતરોમાં કોસ વડે પવાય છે. પણ તેમાં મહેનત, વખત અને ખર્ચ ઘણો થાય છે. પાલણપુર સંસ્થાનમાં આશરે ૮,૦૦૦ કુવા (પાકા અને કાચા) છે. તેથી તેની મદદથી ઘણા ભાગે ધાણધાર પટામાં અને રાધનપુર સંસ્થાનમાં પણ કેટલેક

---

* ડાઘાસર તળાવ માટે એવી દંતકથા છે કે એક વણજારાના ડાઘીયા કૂતરાની વફાદારીથી એક શાહુકારને મોટી ચોરીમાં ગએલો માલ હાથ લાગ્યો હતો. પાછળથી વણજારાના સાહસ કામના લીધે તે કૂતરાનું મૃત્યુ થયું તેથી તેની યાદગીરી સારૂ તે ચોરીમાં પાછાં વળેલાં નાણું ખર્ચી આ તળાવ બંધાવ્યું છે. તે બંધાવતાં આશરે પંદર વીસ હજાર રૂપિઆ ખર્ચ થયો હશે એમ ધારવામાં આવે છે.

* જળાશયો—પાણીનાં સ્થળોઃ-કુવા, વાવ, નદી, તળાવ, નહેરો, વગેરે.

સ્થળે પાણીની મદદથી અને પીતથી મોલ પકવે છે. **કાંકરેજ, રાધનપુર** એ સ્થળે કુવા ૮ કે ૧૦ થી ૩૦ હાથ ઊંડા હોય છે. **દીઓદર** વગેરે સ્થળે ૧૨ થી ૬૦ હાથ ઊંડું પાણી હોય છે. જમીનની સપાટી નજીકનું પાણી મીઠું હોય છે. કેટલાક તાલુકાનું પાણી ભાંભળું છે. ઊંડું ખોદતાં પાણી ખારૂં નીકળે છે. **થરાદ** તાલુકાના કુવા બહુ ઉંડા છે.

જ્યારે ચોમાસામાં વરસાદ પડે છે અને **બનાસ, સરસ્વતી** અને **રૂપેણ** વગેરે નદીઓના પાણીથી ભરાય છે ત્યારે **સાંતલપુર-ચોરાડ** એક ટાપુનું સ્વરૂપ ધારણ કરે છે અને દરીઆ જેવું લાગે છે. એ પાણી ખારૂં છે તેથી ખેતીના ઉપયોગમાં આવતું નથી કેમકે રણની જમીન સખત અને ખારી છે

આ એજન્સિમાં ખેતીને મદદ કરી શકાય તેવાં તળાવો નથી. તેથી તળાવોનું પાણી ખેતીના ઉપયોગમાં લઇ શકાતું નથી.

નહેરો વડે ખેતરોમાં જથાબંધ પાણી પૂરૂં પાડી શકાય તેમ પણ નથી કેમકે કેટલીક જમીન રેતાળ હોવાથી પાણી વહેવરાવી લઇ જતાં ઘણુંખરૂં પાણી જમીનમાં શોષાઇ જાય અને જ્યાં પાણી શોષી લે, એવું ભોંયતળીયું નથી, ત્યાં એવડી મોટી નદી નથી કે નહેરો થઈ શકે, છતાં પણ **રાધન**પુરના તળાવમાં પાણી લાવવા માટે ૯ મૈલની નહેર ઘણાખર્ચે બાંધવામાં આવેલી છે.

***આબોહવા**—આ એજન્સિના પાલણપુર સંસ્થાનના ડુંગરી પ્રદેશની હવા વધારે ઠંડી છે. બાકીની ગુજરાતના બીજા ભાગોના જેવીજ છે. નવેંબરથી ઠંડી ઋતુ શરૂ થાય છે અને સવારે

---

* આબોહવા (આબ પાણી, હવા-હવા) હવાપાણી.

સાંજે બહુ ટાઢ પડે છે. નવેંબરથી ફેબ્રુઆરી સુધીના ચાર મહી-નામાં હવા વિશેષે કરીને રમણીય રહે છે. ડીસેમ્બર અને જાનેવારી માં ઘણી ટાઢ પડે છે. એપ્રિલથી ગરમીની ઋતુ શરૂ થાય છે. જુનના પહેલા અઠવાડીઆમાં ગરમી બહુ અકળાવે છે. વાદળાં થાય છે, પણ વરસાદ ઝાઝો પડતો નથી, ઓગસ્ટમાં વરસાદ પડે છે, માર્ચથી જુન સુધી પશ્ચિમનો અને વાયવ્ય તરફનો; જુલાઇથી સપ્ટેંબર સુધી નૈઋર્ત્ય તરફનો; અને અકટોંબરથી તે ફેબ્રુઆરી સુધી ઉત્તર અને ઈશાન તરફનો પવન હોય છે.

**શિઆળો, ઊનાળો અને ચોમાસું** એવી ત્રણ ઋતુ છે. શિઆળાની ઋતુ નવેંબરથી ફેબ્રુઆરી સુધી ગણાય છે. આ ઋતુમાં ઇશાન તરફનો સુકો પવન વાય છે તેથી સાધારણ રીતે ટાઢ વધારે પડે છે. કોઇ કોઇવાર અતિશય ટાઢથી હિમ પડે છે ત્યારે ખેતરોમાંના છોડ તદ્દન બળી જઈ બહુ નુકસાન થાય છે. આ ઋતુમાં રણના ભાગમાં અને ખારાપાટમાં ઘણી ઠંડી પડે છે. અને સાધારણ રીતે પારો વધારેમાં વધારે ૪૫ અંશથી નીચે જતો નથી.

માર્ચથી જુન આખર સુધી ઊનાળો છે. આ ઋતુમાં પશ્ચિમનો પવન વાય છે. દિવસે અતિશય તાપ પડે છે. જાનેવારીમાં કમીમાં કમી સરાસરી ગરમી ૬૫ અંશ જેટલી અને વધારેમાં વધારે ૮૨ અંશ જેટલી હોય છે. મે માસમાં ગરમીનું પ્રમાણ વધતું જઇ ૧૦૦ થી ૧૧૨ અંશ સુધીનું હોય છે. આ એજન્સિના રાધનપુર, વારાહી, સાંતલપુર, સુઇગામ અને વાવના પ્રદેશો રણને લગતા હોવાથી તે પ્રદેશમાં ઊનાળામાં ગરમી ઘણી સખત પડે છે કેમકે તે

પ્રદેશ રેતાળ હોવાથી ઝટ તપી જાય છે. મધ્યભાગના પ્રદેશમાં પણ ઉનાળામાં તાપ વિશેષ પડે છે. ડુંગરી પ્રદેશમાં ડુંગરોના ઊંચાણ અને સખત જમીન તથા ઝાડોને લીધે ત્યાં બીજા ભાગો કરતાં તાપ કમી લાગે છે. રણને લીધે ઉનાળામાં પવનનાં સખત તોફાનો થાય છે ને ધૂળ ઉડયાં કરે છે.

**પવનનાં તોફાનઃ—સાંતલપુર, વાવ, વારાહી. રાધનપુર** અને કાકરેજ (કેટલાક ભાગમાં) પરગણામાં દરવરસે માહા માસથી ચોમાસા સુધી નૈઋર્ત્ય ખુણમાંથી પવનનાં તોફાન હંમેશાં થયાં કરે છે. આ તાલુકાઓના ઘણા ભાગમાં શિઆળુ તથા ઉનાળુ પાક પકવાતો નહિ હોવાથી તથા ઝાડ નથી, તેથી આખો દિવસ અને રાત એ તોફાનોના લીધે ધૂળ ઉડયાંજ કરે છે. જેમ જેમ ચોમાસું નજીક આવતું જાય છે, તેમ તેમ આ તોફાનો એવાં તો જોશમાં ચાલે છે, કે કોઇ વખત તો અડીને પાસે ઉભેલા માણસને પણ દેખી શકાતું નથી; અને ઘરમાં તથા બીજે ધૂળ ધૂળ થઈ જાય છે. આ પ્રમાણે ધૂળ ઉડવાથી રસ્તાઓમાં ઘણેક ઠેકાણે ટેકરા થઈ જાય છે. અને કેટલાંક ખેતરોમાં રેતીનાં પડ પથરાય છે. તા. ૧ લી માહે મે સને ૧૮૯૨ ના રોજ બહુજ ભારે તોફાન થએલું, તેવું સવાસો વર્ષ સુધીમાં કદી થએલું જાણમાં નથી. તેનો વેગ કલાકના ૧૫૦ મૈલથી પણ વધારે હશે એમ ધરાય છે. આ તોફાન ૧૦ કલાક રહ્યું હતું; તેટલા વખતમાં તો તેથી સેંકડો ઝાડ પડી ગયાં હતાં અને અનેક પ્રાણી મરણ પામ્યાં હતાં. તેથી દરેક જાતની વનસ્પતિનાં પાન બળી ગયાં હતાં.

ચોમાસાની ઋતુ જુન આખરથી અકટોંબર આખર સુધી ગણાય છે. નૈઋર્ત્ય કોણમાંથી વરસાદ આવે છે. અકટોંબર અને નવેંબરમાં મંદવાડ વિશેષ હોય છે. કેમકે ચોમાસામાં પડેલા વરસાદનું પાણી સુકાવા માંડે છે અને તેમાં ભળેલી કોહેલી વસ્તુમાંથી ખરાબ ઝેરી મેલેરીઆ હવા નીકળે છે તેથી એ મહીનામાં ઘણા

જણને તાવ આવે છે. ચોમાસાની ઋતુમાં સરાસરી વરસાદ ૨૦ ઈંચ પડે છે રાધનપુર અને રણુ તરફ તેથી પણ ઓછો ૧૪ ઈંચ સુધી પડે છે. જો એકાદ વરસાદની કસર રહે છે તો લોકને ઘણી હેરાનગતિ ભોગવવી પડે છે. દૈવયોગે જો વરસાદ ન થાય તો તરત દુકાળ શરૂ થાય તેથી ત્યાંના લોકની સ્થિતિ થઇ પડે છે. ડુંગરી મુલકની હવા કેટલેક સ્થળે લાંબી મુદ્દત સુધી મેલેરીઆ રહે છે.

---

# પ્રકરણ ૨ જું.

## પેદાશ.

**૧. ખનિજ પેદાશ**—( ૧ **પત્થર**)—પાલણપુર સંસ્થાનના ડુંગરોમાંથી કિંમતી ધાતુ અને કિંમતી ખનિજ પદાર્થ મળવાનો સંભવ છે. આ સંસ્થાનમાં ઘણે સ્થળેથી ઈમારતી કામના પત્થર મળે છે. સારી જાતનો **અડદીઓ** પત્થર મળે છે પણ તે રસ્તાઓથી ઘણે છેટે હોવાથી ખોદી કાઢવામાં આવતો નથી. વળી ત્યાં રંગ બેરંગી પત્થરોનો ઉપયોગ ડુંગરોના નજીકના ભાગમાં થાય છે.

**ચુનાના પત્થર**નાં પડ નથી. પરંતુ ૧૦ થી ૬૦ ફુટ અને ૮૦ ફુટની ઊંડાઇમાં ચુનાના કાંકરા મળે છે. ડુંગરી ચુનાના પત્થરો કોઇ કોઇ ઠેકાણે મળે છે. પણ તે મોટા પાયા ઉપર કામને લાયક નથી.

સાંતલપુરના **ચારણકામાં** એક નાની ચુનાના પત્થરની ખાણ છે. **એવાળ** અને **આલુવાસ** ( સાંતલપુરના ) ના ડુંગરમાંથી

પણ પત્થર નીકળે છે. **એવાળ**ના ડુંગરમાંથી પત્થરની છીપરો ની-કળે છે. ખાણમાંથી કાઢેલી છીપરને હલકો ટકોરો માર્યો હોય તો-પણ તે ધાણીની માફક વેરાઇ જાય છે. અને ચોમાસામાં પલળવા દીધાથી બહુ સખ્ત થઇ જાય છે. આ છીપરો ગુજરાત તરફ વેપા-રીઓ લઈ જાય છે.

**આલુવાસની** નજીકમાં **અકીક** જેવા જાત જાતના પત્થર નીકળે છે.

રાધનપુર સંસ્થાનમાં **વછાડુ બેટ કે જે** રણમાં આવેલો છે ત્યાં પત્થર થાય છે. પણ તે નરમ હોવાથી બાંધકામમાં આવતા નથી.

પાલણપુર સંસ્થાનમાં **પાન્સવાલ, ડાભેલા, રામપુરા અને જુનીવાવડી**માંથી સંગે મરમરનો ખડબચડો **આરસ** તેમજ **ભીલડી** ગામે **આરસ** પત્થર નીકળે છે.

**અબરખ:—પાલણપુર** સંસ્થાનના કેટલાક ભાગમાં હલકી જાતની અબરખની ખાણો છે, તેથી તેમાં ફાયદા જેવું નથી. **આલુ-વાસ** અને **એવાળ**ના ડુંગરોમાંથી પણ થોડો અબરખ જડે છે.

પાલણપુર સંસ્થાનમાં ભૂસ્તર સંબંધી તપાસ થઇ નથી. પણ ઇજારા માગનારાઓથી મળેલી હકીકત ઉપરથી જણાય છે કે ત્યાંના ડુંગરોમાં—**કલાઇ, ત્રાંબું** અને **મેંગેનીઝ** ધાતુ હોવાનો, તેમજ **જાસોરના** પહાડમાં **ગંધક**ની ખાણ હોવાનો સંભવ છે.

રાધનપુરથી બે મૈલ છેટે ફતેકોટ ગામ છે. ત્યાંની માટીમાંથી **સોનું** મળી શકે તેવો સંભવ છે, એવું તપાસમાં જણાયું છે.

**માટી:—એવાળ** અને **આલુવાસ** ( સાંતલપુર ) ના ડુંગરોની પડોશમાંથી **ધોળી માટી-ખડી, રાતી માટી-રમજી,** અને **આલુવાસ**ના ડુંગરમાંથી **પીળી માટી** નીકળે છે.

**સુરોખાર:**—રાધનપુર સંસ્થાનમાં **રાધનપુર, સમી, મુંજપુર, કુંવર,** અને **નાયકા**ના કેટલાક ભાગમાં થાય છે, **સમી**માં તેનું મોટું કારખાનું છે. **વારાહી** તાલુકાના કોરડામાં ખાણ છે. તેમાંથી દરસાલ ઘણો સુરોખાર પાટડીના રસ્તે પરદેશ જાય છે. કાંકેજ તાલુકામાં **મોટા જામપુર;** અને બીજે સ્થળે પણ સુરોખાર નીકળે છે.

**મીઠું:**—આ એજન્સિની કેટલીક જમીન ખારી હોવાથી **રાધનપુર** સંસ્થાન, **સાંતલપુર** અને તેને લગતો રણનો પ્રદેશ, **વાવ,** અને **વારાહી**માં ઘણા પ્રમાણમાં તેમજ **દીઓદર, થરાદ, સુઇગામ** અને **ભોરોલ**નાં કેટલાંક ગામોમાં કુદરતી **ઘસીયું** મીઠું પાકે છે.

સાંતલપુર તાલુકાના **ચારણકા**માં મીઠાની ખાણ છે. રાધનપુર સંસ્થાનમાં **અનવરપુર** આગળ મીઠાના અગરો છે. સરકારે મીઠાની જકાત માટે કષ્ટમ–સોલ્ટ ખાતું સ્થાપવાથી તે સંબંધી હદ માટે **સોલ્ટ પ્રીવેન્ટીવ લાઇન** ઠરાવવામાં આવી છે. તેથી હવે મીઠાના અગરો રાખવા દેવામાં આવતા નથી. પરંતુ મીઠાખાતાની આ લાઇન-એજન્સિના જે ભાગમાં થઇ જાય છે તેને લગતાં ગામોમાં લોકોની જરૂરીઆત પ્રમાણે સરકાર તરફથી મફત ઘસીયું મીઠું વહેંચી આપવામાં આવે છે અને વધારાના મીઠાનો કષ્ટમ ખાતા તરફથી નાશ કરવામાં આવે છે.

***અનવરપુર** આગળના મીઠાના અગરો હવે બંધ કરવામાં

---

* રાધનપુર સંસ્થાનનાં જે ગામોની આસપાસ મીઠાની લાઈન દોરી જાય છે ત્યાંના લોકોને; **વાવ** અને **સાંતલપુર** તાલુકામાં લાઇન દોરીથી ૭ મૈલ સુધીના લોકોને તેમના ખપ પૂરતું, **વારાહી** તા-

આવ્યા છે. તેના વળતર બદલ સરકાર દર વરસે રાધનપુર સંસ્થાનને રૂ. ૧૧૦૪૮ રોકડા અને ૭૦૧ (બંગાળી ૩૫૦॥) મણ મીઠું આપે છે. **પાલણપુર સંસ્થાન**ને મીઠાના વળતર બદલ રૂ. ૫૦૦) અને **સુઇગામ, વાવ, થરાદ, સાંતલપુર, ઝઝામ, અસારા** વગેરે તાલુકાને પણ વાજબી વળતર મળે છે.

**૨. વનસ્પતિ અને પેદાશઃ**—આ એજન્સિમાં રાધનપુર સંસ્થાન, વારાહી, સાંતલપુર અને વાવ તાલુકા કચ્છના રણને લગતા આવેલા હોવાથી પાણીની તંગીને લીધે ત્યાં જુજ ઝાડ જોવામાં આવે છે. કાંકરેજ અને દીઓદર તાલુકા રસાળ છે. ત્યાં "**જાળાં**" નામે જંગલી ઝાડની ઝાડીઓ ગાઉના ગાઉ સુધી ખીચોખીચ ભરેલી હતી પણ હાલમાં તે કપાઇ જવાથી, અને નવાં ઝાડ નહિ ઉછેરાવાથી, આ બંને તાલુકામાં હવે જુજ ઝાડો છે. થરાદ તાલુકાનાં ગામો નજીક ઢોરોને ચરવાની જગાઓમાં જાળાં, બાવળ, ખીજડા, કેરડા, વગેરે કુદરતી રીતે ઉગે છે, પાલણપુર સંસ્થાન સિવાય બાકીના પ્રદેશમાં ઝાડની તંગી છે; તેથી તે સ્થળમાં બળતણની બહુ તાણ છે.

પાલણપુર સંસ્થાનની ડુંગરાઉ સિવાયની ઘણી ખરી જમીન રેતાળ છે. પણ તે રસાળ હોવાથી બાગને માફક આવે છે તેથી ધાંણુધાર

---

લુકામાં થાણાનાં તમામ ગામોને, **દીઓદર** તાલુકામાં **ભાટવર** ગામને, તેમજ **થરાદ, સુઇગામ, મોરોલ** તાલુકાનાં કેટલાંક ગામોને ત્યાંની પેદાશનું ઘસીયું મીઠું ઉનાળામાં એક દહાડો મફત વહેંચી આપે છે.

પાલણપુર, ડીસા, અને ડીસા કેમ્પની આસપાસ રાયણ, આંબા, મહુડા, જાંબુ, બોરડી વગેરે મોટાં ફળાઉ ઝાડ પણ થાય છે. તેમાં ધાણધારની કેરી ઘણી વખણાય છે. બગીચાઓમાં બીજોરાં, લીંબુ, કેળાં, અને બીજાં ફળ; ચંપો, મોગરો, કેવડો, સુગંધી ફૂલ છોડ, વગેરે રોપા, અને શાક ભાજી પુષ્કળ નીપજે છે. બીજોરાં દવાના ઉપયોગમાં આવવાથી પરદેશ જાય છે.

પાલણપુર સંસ્થાનની ઉત્તર અને પૂર્વનો પ્રદેશ આરાવલી અને શિરોહીના ડુંગરોથી છવાએલો છે. તે ડુંગરો કુદરતી લીલાના દેખાવોથી ભરપુર છે. તેમાં નાનાં મોટાં જંગલો આવેલાં છે. આવાં જંગલોનો વિસ્તાર લગભગ ૩૦૦ ચો. મૈલ છે. જંગલની પેદાશ લગભગ રૂ. ૧૮,૦૦૦ થાય છે, અને તે ખાતે ખર્ચ લગભગ રૂ. ૪,૫૦૦ થાય છે. આ જંગલોમાં ખેર, સીસવ, ટીંબરણ, વાંસ અને બીજાં અનેક જાતનાં ઉપયોગી તેમજ જંગલી ઝાડ પુષ્કળ થાય છે. આ સિવાય આંબો, રાયણ, મહુડા, સાગ, લીમડો, આસોપાલવ, ખાખરો, જાંબુડો, હડ્ડુ (હળદરવો) ધવ, સાલર, કથ, બારસીસમ, અબનુસ, કાંચનર, જીંજારા, કડાયા, બેદ્દા, રોન, ખાનસરા, ગોરડ, બીઓ, તણછ, ધીઆલી, ધામણ, સાદડ, ધાવડ, પીંપળ, પીંપળા, વડ, બાવળ, બોરડી, આમલી, આમળી, અરીઠી, ગરમાળા, બીલી, મીંઢળી, ઝીંઝી અને ટીમરૂનાં ઝાડ પણ પુષ્કળ થાય છે, કોઈક કોઈક સ્થળે ગઢવાડા, દાંતાની સરહદ નજીક **સુખડ—ચંદનનાં** ઝાડ પણ થાય છે. કેટલાંકનું લાકડું ઇમારત અને બળતણના કામમાં વપરાય છે; આંબો, મહુડો, રાયણ, બોરડી, આમલી, જાંબુડા વગેરે ફળાઉ ઝાડ છે, તેમનાં ફળ ઉપયોગમાં લેવામાં આવે છે.

મહુડાઃ—એ ફળાઉ ઝાડમાં સૌથી વધારે ઉપયોગી છે એનાં ફૂલ–મહુડાં, માણસ તથા ઢોરના ખાવાના ઉપયોગમાં આવે છે. અને તેનો દારૂ ગાળે છે. મહુડાનાં બીજ ગાળે છે. ડોળીમાંથી ડોળીઉં નીકળે છે, તે તેલી પદાર્થ તરીકે ખાવામાં અને સાબુ બનાવવાના ખપમાં આવે છે. મહુડાનું લાકડું સખત અને સડે નહિ એવું વધારે આંબળાવાળું હોવાથી વિશેષ ભાર ઝીલી શકે એવું મજબુત છે, તેથી તે ઇમારતી કામમાં આવે છે. એના પાટડા, પાટડીઓ, પીઢો, વગેરે બને છે, તેનો જે ભાગ ઇમારતી કામમાં આવી શકે નહિ, તે બળતણ તરીકે કામ આવે છે.

રાયણઃ—એ ઝાડ ઘણી લાંબી મુદતે ફળે છે છતાં પણ તે ઉછેરેલાં છે. પાકાં તથા સુકાએલાં રાયણ–ક્રોકડી ખાવામાં વપરાય છે. તેનો ગરીબ વર્ગ ઉપવાસ પ્રસંગે ફળાહાર કરે છે.

ખેરઃ—એનું લાકડું કઠણ હોવાથી જલદી કોહી જતું નથી માટે ઈમારતી કામમાં ઘણું આવે છે. ખેરમાંથી ખેરસાલ નામનો ધોળો ભુકો નીકળે છે. તે ઉધરસની દવામાં કામ આવે છે. વળી તેના ઝાડમાંથી ખાવાનો તથા રંગવાનો કાથો બનાવે છે.

એની ડાળી કાપી તેની છાલ ઉતારી નાંખી, તેનાં નાના નાના કકડા કરી, તેને હાંલ્લામાં નાખી, પાણીમાં ઉકાળે છે. જ્યારે ઉકળીને તેનો જાડો ચીકણો રસ થાય છે. ત્યારે તેને ટોપલીમાં નાંખી જમીનમાં ખાડા કર્યા હોય છે તેના પર મૂકી નિતારે છે. તેથી કચરો ટોપલીમાં રહે છે અને રસ ખાડામાં નીતરે છે. એ રસ સુકાઇને તેનાં ગાંગડા બંધાય છે તેને કાથો કહે છે.

**હળદરવાનું** લાકડું પોચું **અને** પીળાશ **પડતું** હોય છે **અને** તે ઇમારતી કામમાં **આવે છે.**

**બાવળનું** લાકડું ગાડાનાં પૈડાં, હળ, રાંપડી વગેરે ખેતીનાં ઓજારો બનાવવાના ખપમાં આવે છે.

**બેહાં અને હરડાંનાં** પુષ્કળ ઝાડ થાય છે. તેનાં ફળો **બહાં અને હરડાં** રંગવાના કામમાં વપરાય છે.

**આમળીનાં** ઝાડ પણ કેટલેક સ્થળે છે તેનાં ફળ **આમળાં, આમળાંનું તેલ, અથાણું અને મુરબ્બો** બને છે વળી તે દવાના કામમાં પણ આવે છે.

**ખાખરાનાં** પાંદડાની **પત્રાવળી** થાય છે. તેનાં ફૂલ **કેસુડાં** રંગવાના તથા દવાના ઉપયોગમાં, તેની શીંગોમાંથી **પિત્તપાપડા** નીકળે છે તે દવાના, **અને** લાકડું બળતણના કામમાં વપરાય છે, અને તેનાં **મૂળીઆનાં દોરડાં વણાય છે.**

**તે** ચોમાસા સિવાય બીજી ઋતુમાં બહુ ઉપયોગી નથી કેમકે પાણીમાં પલળવાથી તે વધારે મજબુતી પકડે છે. **તે**થી ચોમાસામાં વિશેષ ઉપયોગ થાય છે. કુવાનું પાણી ખેંચવામાં આ દોરડાં પાણીથી પલળતાં રહે છે **તે**થી ઉપયોગી છે માટે ગરીબ લોકો આનો ઉપયોગ કરે છે.

**સરખટનું મુંજ અને જંગલી ભીંડી** થાય છે. તેનું **વાણ** થાય છે તે ખાટલો ભરવામાં કામ આવે છે તેમજ તેનાં દોરડાં પણ વણાય છે. વળી **આકડાના** રેષા, **આવળની છાલ અને બાબરકાસ** પણ થાય છે.

**ઝીંઝી, ટીંબરૂક** વગેરેનાં પાંદડાં બીડી વાળવાના કામમાં વપરાય છે અને તે બહારગામ જાય છે.

**સાગ અને વાંસઃ**—ડુંગરોમાં ઘણા થાય છે. સાગના મોભ, વળા, વળી વગેરે થાય છે. **વાંસ** કાટમાલના કામમાં વપરાય છે. વાંસમાંથી **વાંસકપુર–વાંસડાનો ગુંદર** નીકળે છે. અને તે દવાના કામમાં આવે છે. વાંસની છાલની ટોપલી, ટોપલા, છાબડીઓ, સાદડીઓ વગેરે બનાવી ભંગીઆ લોક વેચે છે.

એજન્સિનો મધ્ય ભાગનો પ્રદેશ ઝાડપાનવાળો નથી કેમકે ત્યાંની જમીન ખારાશવાળી છે તેથી ત્યાં ફળાઉ કે બીજાં ઝાડો ઉછરી શકતાં નથી, પણ પીંપળ, આમલી, લીમડા, વરખડા, જાંબુડા વગેરે ઝાડ કોઇક સ્થળે આછાં આછાં જોવામાં આવે છે.

**કલ્લી** ઘાસનાં **મૂળીઆંને ધોળીમુશળી** કહે છે. તેનાં પાંદડાંની ભાજી થાય છે. અને **કાળી મુશળી** પણ પાલણપુર સંસ્થાનના ડુંગરોમાં જથાબંધ નીપજે છે તે વસાણા અને દવામાં ઉપયોગી છે. આ સિવાય **બહુફળી, ગરમાળાની શીંગો, કડાની શીંગો, ઇંદ્રિજવ, સોનામુખી, મેઢીઆવળ, એખરો, હરડાં, બેડાં અને આંબળાં,** (**ત્રિફળાં**), જુદા જુદા ગુંદરો વગેરે **કરિઆણું** આ એજન્સિના ડુંગરી મુલકમાં નીપજે છે, અને તેનો દવામાં ઉપયોગ થાય છે.

**જંગલ (ઘાસનાં બીડ**:—ડુંગરાઉ પ્રદેશમાં ખેડાણ કમી થઇ શકે છે તેથી સપાટ પ્રદેશ કરતાં પડતર જમીન વિશેષ રહે છે. આ એજન્સિની કેટલીક જમીન ખારી હોવાથી પણ પડતર રહે છે. તેથી તેમાં ઘાસ ઘણું ઉગે છે માટે ઢોર ઉછેરવાનું ઘણું સહેલું પડે છે. આવા જંગલવાળા ભાગને **બીડ કે કુરણ** કહે છે.

ખરસલી, જીંજવો, ડોઆબ, કુરી, ધામણ, તરારા, મનથીર, ગનડીઆહી, વગેરે સારાં ઘાસ થાય છે. હલકી જાતનાં સુરમોબ કે ભાલા આકારનું લપ્રા, રૂ અને શેસર છે. તેને સુકાવાથી પુળીઆં બાંધી સંઘરી મૂકે છે કે વેચી દે છે. તે ચોમાસામાં ઝુંપડાં છાજવાના કામમાં આવે છે.

આવાં બીડ ડીસા નજીક પાલણપુર એજન્સિનાં ૧૫ ગામોમાં અને ગાયકવાડ સરકારની હદમાં ૯ ગામોમાં છે. તે **ડીસા કેન્ટોન્મેન્ટ**–ના ઉપયોગ માટે **છે.** ડીસા આસપાસનાં બીડમાં ઘાસ સારૂં થાય છે. તેમ વડોદરા તાબાનાં લોઢી, નૈતા, વેલોડા, સુદાસણી અને નર્તાનાં બીડોમાં વધારે સારૂં ઘાસ થાય છે. એ સિવાય પાલણપુર સંસ્થાનના ડુંગરી ભાગમાં, વાવ અને, સુઇગામ તાલુકામાં અને રાધનપુર સંસ્થાનમાં બેટ વગેરે સ્થળે ઘાસનાં બીડ છે અને તેની સંભાળ રાખવામાં આવે છે.

**જંગલની બીજી પેદાશ:**—પાલણપુર સંસ્થાનના ડુંગરાઉ પ્રદેશમાં નાનાં મોટાં જંગલો હોવાથી **મધ** અને **લાખની** પેદાશ ઠીક થાય છે.

**મધ** બે પ્રકારનું મળી આવે છે. ભમરાએ બનાવેલું તે **ભમરીયું** અને મધમાખીઓએ બનાવેલું તે **માખીયું**. આ બંને જાતનું પુષ્કળ મધ પુષ્કળ મળી શકે છે. તેનો ઉપયોગ દવા અને શિઆળાની ઋતુમાં વસાણા તરીકે કરવામાં આવે છે. બહુ નાની નાની માખીઓએ ઝાડના પોલાણમાં બનાવેલું મધ કે જેને **કુટીયું–કુતીયું મધ** કહે છે. તે પણ જુજ પ્રમાણમાં મળી આવે છે તે દવાના કામમાં ઘણું ઉપયોગી છે.

મધપુડામાંથી **મીણ** ઘણું મળી આવે છે. પીંપળા વગેરે ઝાડો ઉપરથી **લાખ** મળી આવે છે.

**બાવળ, ખેર, ખાખર** વગેરે **ઝાડોમાંથી ગુંદર** ઝરે છે. તે કરિઆણા તરીકે ખપમાં આવે છે તેથી બહારગામ જાય છે.

ઘણાંક ઝાડ, છોડવા, વેલા, ઘાસનાં બીયાં, મૂળિયાં, છાલ, અને પાંદડાં, દવામાં આવે છે. તેથી ગાંધી જથાબંધ રાખી વેચે છે.

પાલણપુર સંસ્થાનનો ઉત્તરપૂર્વનો, દાંતા અને ગઢવાડાની સરહદનો મુલક, ડુંગરાઉ હોવાથી ત્યાંની જંગલની પેદાશમાં ઇમારતી લાકડું, વાંસ, કાથો, ગુંદર, પાંદડાં, જુદી જુદી જાતના રેસા, છાલ અને મુંજ, મધ, મીણ, લાખ વગેરે છે.

૩, **ખેતીની પેદાશઃ**—જમીન, આબોહવા અને લોકોની સગવડ ઉપર પાકનો આધાર રહેલો છે, જુદી જુદી જગાએ જેવા પ્રકારની જમીન તે પ્રમાણે ત્યાં જુદા જુદા પાક વધતા ઓછા પ્રમાણમાં થાય છે.

૧ **જમીન*** આ એજન્સિમાં મુખ્યત્વે **રેતાળ** કે **ગોરાડુ** જમીન જોવામાં આવે છે. રેતાળને **થલીઆ** પણ કહે છે. કેટલેક

---

* જમીનમાં રેતી, માટી, ચુનો, વનસ્પતિ પદાર્થ અને ખનિજ પદાર્થ એ પાંચ ચીજો હોય છે. એમાંની જે ચીજ જે જમીનમાં વધારે હોય તે ઉપરથી તે જમીનની જાતનું નામ પડે છે. જે જમીનમાં સેંકડે ૮૦ ટકા રેતી હોય તે **રેતાળ**, જેમાં ૫૦ ટકા માટી હોય તે **માટીઆળ**, એ એના મિશ્રણવાળી તે **બેસર**, જેમાં ૨૦ ટકા ચુનો તે **ચુનખડ**, જેમાં મરડીઆ ઘણા હોય તે **મરડીઆળ**, કાંકરી વધારે હોય તે **કાંકરીઆળ** અથવા **બરડ**, ખાર વધારે હોય તે **ખારી** વગેરે.

સ્થળે **કાળી** અને **ખારી** જમીન છે. **ભાઠાની જમીન** પણ જુજ પ્રમાણમાં જોવામાં આવે છે.

આ એજન્સિમાં **રેતાળ** જમીન મુખ્ય છે. પાલણપુર સંસ્થાનમાં ગોરાડુ પણ છે. કાળી જમીન રાધનપુર સંસ્થાન, અને કાંકરેજના કેટલાક ભાગમાં છે. રાધનપુર સંસ્થાન અને રણના પ્રદેશની જમીન **ખારી** છે. નદીઓના કાંઠે **ભાઠાની જમીન** જોવામાં આવે છે. દીઓદર અને પાલણપુર સંસ્થાનની જમીન રસાળ છે.

જમીનના મુખ્યત્વે કરીને **કાળી**, **ગોરાટ**, **લાલ** અને **ભાઠાની** એવા ચાર પ્રકાર છે. કાળી અને ગોરાટ એ બે જાતની જમીન મિશ્ર થયેલી હોય તેવી જાતની જમીનને **બેસર** કહે છે, તેમાં કાળી અને ગોરાટ બન્નેના થોડા થોડા ગુણ સમાએલા છે.

**કાળી જમીન** કપાસ, ઘઉં અને જુવારના પાકને વધારે અનુકુળ હોવાથી તેમાં તે પાક વધારે અને સારો થાય છે. કેમકે કાળી જમીનમાં પાણી લાંબો વખત સુધી મચેલું રહે છે. જો જમીનમાં વધારે પાણી મચેલું હોય છે, તો તેમાં ડાંગર અને કપાસ જોડે રોપવામાં આવે છે, ડાંગર વધારાનું પાણી ચુસી લે છે જેથી કપાસના પાકને નુકસાન

---

એજ રીતે જમીનના રંગ ઉપરથી પણ જમીનના વર્ગ પાડવામાં આવે છે. ગુજરાતના ઘણા ભાગમાં ભુરા રંગની જમીન છે તે **ગોરાડુ** કહેવાય છે એ જમીન **રેતાળ** કે **બેસર** હોય છે. **કાળી** જમીન પણ ઘણી છે. એ જમીન **માટીઆળ** ચીકણી હોય છે. **રાતી** જમીન પણ હોય છે. એ સિવાય નદીના કાંપથી થએલ જમીનને **ભાઠું** કહે છે. એ જમીન સૌથી વધારે ફળદ્રૂપ હોય છે. (મહેતા કૃત કૃષિ વિદ્યા પૃષ્ઠ ૩-૪.)

થતું નથી. જમીન સખત હોવાથી છોડ ટટાર ઉભા રહે છે. કાળી જમીન ચીકણી હોવાથી ખેડવી મુસ્કેલ પડે છે. અને વળાપ ઝટ આવતો નથી. (ઠરી જતી નથી) તેમાં ખાડા અને ચીરા બહુ પડેલા હોય છે. કાળી જમીનવાળા પ્રદેશમાં ઝાડોની સંખ્યા ઘણીજ ઓછી હોય છે, કેમકે કાળી જમીન નીચે ખારવાળી કે પત્થરની જમીન હોય છે. તે મૂળીઆંને બાળો નાંખે છે અથવા વધવા દેતી નથી. કાળી જમીનના ફાયદા ગોરાટ જમીનમાં નથી અને કાળી જમીનમાં જે મુસ્કેલીઓ નડે છે તે ગોરાટમાં નડતી નથી.

**ગોરાટ જમીન** બાજરી, ડાંગર, કઠોળ, વગેરે પાકને વધારે અનુકુળ હોવાથી આ પાક આ પ્રદેશમાં વધારે અને સારો થાય છે. ગોરાટ જમીન કાળી જેટલી કઠણ હોતી નથી. પણ પોચી હોય છે. માટે ઝાડનાં મૂળ સહેલાઈથી ઊંડાં જઈ શકે છે. આ કારણથી કાળી જમીન કરતાં ગોરાટ જમીનમાં ઝાડ મોટાં અને ઘટાદાર થઇ શકે છે. ગોરાટ જમીન પોચી હોવાથી એમાં સૂરણ, બટાટા, કંદ, વગેરે મોટાં કદનાં થાય છે. પણ તે ફીકાં થાય છે. કેમકે કાળી જમીનમાં માટી વધારે હોવાથી તેમાંથી જેટલું પોષણ મળી શકે છે તેટલું ગોરાટમાંથી મળી શકતું નથી. ગોરાટ ભેજ વધારે સંઘરી શકે છે તેથી પાણી વધારે જથામાં મળી શકે છે. માટે પાક વધારે ઉતરે છે. આથી કુદરતી રીતેજ આવા મુલકમાં માણસની વસ્તી વધારે હોય છે અને ગામો મોટાં હોય છે. અહીં વધારે વસ્તી અને વેપારના લીધે રેલવે, તાર, સડકો, અને પોષ્ટ ઓફિસોનો ખપ વધારે પડે છે.

ગોરાટ જમીન ભેજ સંઘરી રાખતી હોવાથી ચોમાસુ અથવા ખરિફ પાક લીધા પછી શિયાળુ અથવા **રવી** અને ત્યારપછી

ઉનાળુ કે **હરીપાક** થઇ શકે છે. કુવાનું પાણી પાવાથી, ખાતર પુરવાથી, ગોરાટ જમીનમાં ત્રણ પાક ઉતરી શકે છે. અને તેમાં બધી જાતનું અનાજ, કઠોળ, અને કપાસ નીપજે છે.

**ગોરાટ અને લાલાશ** પડતા રંગની ડુંગરાળ જમીન આ એજન્સિમાં ઘણી આવેલી છે. ઘણી જમીન લાલાશ પડતી જમીનને મળતી છે; તેથી તેમાં દરેક પ્રકારનું અનાજ, કઠોળ, કપાસ થાય છે. રેતાળ જમીનમાં બાજરી, જુવાર, મગ, મઠ, વગેરે કઠોળ; ગવાર, તલ, એરંડી વગેરે જથાબંધ થાય છે.

ગોરાટ અને લાલાશ પડતી જમીન સહેલાઇથી ખેડી શકાય છે. આવી જમીનમાં કુવાનાં પાણી અને ખાતરની મદદથી ત્રણ પાક લઇ શકાય છે.

**ભાઠાની જમીનઃ**—બનાસ, રૂપેણ, અને સરસ્વતી નદીઓના કાંઠાની જમીનને ભાઠાની જમીન કહે છે. ચોમાસામાં પાણીના વેગથી દુરથી માટી તણાઈ આવી કિનારે કાંપ ઠરે છે. (ચગું મુકે છે) આવી જમીનમાં વર્ષોવર્ષ સારો પાક થાય છે તેમાં વિશેષે કરીને ચાસીઆ (કાઠા) ઘઉં, ચણા અને કપાસ થાય છે.

**ખારી જમીનઃ**—એ જમીનમાં કુદરતી રીતે **ઘસીયું મીઠું** જથાબંધ પાકે છે.

**૨ પેદાશઃ**—ખેતીનો મુખ્ય આધાર જમીન, હવા, વરસાદ અને ખેડૂત ઉપર છે.

આ એજન્સિમાં વરસાદ સાધારણ થાય છે. ડુંગરી મુલકમાં ભીલ, કોળી વગેરે હલકી વસ્તી છે, ત્યાં ખેતી નામનાજ થાય છે. કણબી અને બીજી હોંશિયાર જાત ખુલ્લા ભાગોમાં વસે છે; ત્યાં

ગુજરાતના જેવી ખેતી થાય છે. આ એજન્સિની આસરે અડધ ઉપરાંત જમીનમાં ખેડાણ થાય છે. અને બાકીની પડતર રહે છે.

કુવા, નદી, ઝરણ, વગેરે પાણીનાં ઘણાં સાધનો જે જે સ્થળે આવેલાં હોય છે, અને જે સ્થળે પાણી ઉતળાં (ઊંચાં) છે. ત્યાં કુવા ખોદવાનું ખર્ચ કમી થાય છે, તેથી પણ ખેતીના કામમાં સરળતા થાય છે, કાકરેજ અને પાલણપુરના કેટલાક ભાગમાં પાણી ઉતળાં હોવાથી ત્યાં વરસમાં બે કે ત્રણ પાક ઉતરે છે.

આ એજન્સિની પાલણપુર સંસ્થાનની કેટલીક જમીન પહાડી અને ખરબચડી છે. પરંતુ પત્થરોમાંથી વહેતાં ઝરણોને લીધે કેટલીક જમીન ટાઢી અને રસાળ છે, તેમાં બાજરી, જુવાર, મકાઇ, બાવટો, બંટી, કોદરા, સાંમલી, ચણા, કુરી, ઘઉં, જવ, કાંગ, ડાંગર, વરી, વગેરે ધાન્ય; તુવેર, મગ, અડદ, વાલ, ચોળા, મઠ, વગેરે કઠોળ; ગવાર, સરસવ, તલ, એરંડા, વગેરે તેલીબીઆં; અને શેરડી પાકે છે, કેટલેક સ્થળે કપાસ, અને થોડો તમાકુનો પણ પાક ઉતરે છે.

રાધનપુર સંસ્થાનમાં બનાસ નદીમાં પૂર આવે છે. તેથી તેની ભાઠાની જમીનમાં સેંકડો વીંઘામાં ચાસીઆ ( કાઠા ) ઘઉં તથા ચણા પુષ્કળ પાકે છે.

મરચાં, હળદ, ( હળદર ) લસણ, રાઈ, મેથી, ધાણા, જીરૂં અને વરીઆળી વગેરે બાગાયત મોલ પણ ખપ પુરતો આ એજન્સિમાં કેટલેક સ્થળે થાય છે

**રંગ ઉત્પન્ન કરનારા** પદાર્થોમાં કસુંબી, ગળી, સોરંગી, હરડાં, બેઢાં, કેસુડાં અને ધાવળીનાં ફુલ, પાલણપુરના ડુંગરોમાં પુષ્કળ થાય છે, અને તે રંગવાના કામમાં વપરાય છે.

**રેષામય પદાર્થોમાં** કપાસ ઓછો વધતો સઘળે સ્થળે થાય છે. **રાધનપુર** સંસ્થાન અને **સાંતલપુર**માં કપાસનો પાક વિશેષ થાય છે, અને તે બહાર ગામ ચઢે છે, તેમજ **વારાહી** અને **કાંકરેજ** પરગણાંમાં પણ કપાસ થાય છે.

**કેફી પદાર્થોમાં** ખસખસનું વાવેતર પાલણપુર સંસ્થાનમાં ઘણું થતું હતું. અને અફીણ બનાવવામાં આવતું હતું, તે સરકારે સને ૧૮૯૨ થી બંધ કર્યું છે. ને તેના વળતર બદલ દરવરસે સરકાર રૂ. ૩૧,૫૦૦ પાલણપુર રાજને આપે છે. અને પાલણપુર રાજને રૂ. ૧૨,૫૦૦ ના ખર્ચે તે માટેનો બંદોબસ્ત રાખવો પડે છે.

**ગાંજા ભાંગનું વાવેતર** રાધનપુર સંસ્થાનમાં થતું હતું. તે સને ૧૯૦૪ થી બંધ કરવામાં આવ્યું છે.

**ક્ષારવાળા પદાર્થો**માં કચ્છના રણને લગતી રાધનપુર સંસ્થાનની તેમજ સાંતલપુર વગેરે તાલુકાની ખારી જમીનમાં કુદરતી રીતે **ઘસીઉં મીઠું** થાય છે. તેમજ કેટલેક સ્થળે **સુરોખાર** પણ થાય છે.

**તેલબીઆંમાં** તલ, દીવેલી (એરંડા) અને સરસવ ઘણેખરે સ્થળે થાય છે. અને તે બહાર ગામ ચઢેછે.

બગીચા અને વાડીની પેદાશમાં શેરડી અને તેનો ગોળ, રતાળુ, શકરીઆં, જાત જાતનાં શાકભાજી અને ફળફૂલ ઓછાં વધતાં પાલણપુર સંસ્થાનમાંજ થાય છે.

નદીની પેદાશમાં બટાટા, સક્કરટેટી, તરબૂચ, શકરીઆં, ગાજર વગેરે શાકભાજી થાય છે. બનાસના ભાઠામાં બટાટા ઘણા થાય છે. અને તે ગુજરાતમાં જાય છે. નદીના પાત્રમાં કેટલેક સ્થળે ઘઉં, ચણા અને કપાસ ઉગાડવામાં આવે છે.

પાલણપુરની સરહદ તરફના મુલકમાં ધોળીમુશળી, કાળીમુશળી, ગરમાળા, બોડાગોખરૂ, ત્રિફળા, ઈંદ્રજવ, મેઢીઆવળ, જુદા જુદા ગુંદરો વગેરે કરિઆણાની ચીજો પણ ઘણી નીપજે છે.

**હુન્નર ઉદ્યોગ અને વસ્તુઓ**:—આ એજન્સિમાં મુખ્ય ઉદ્યોગ ખેતી છે અને તેના ઉપર ઘણા જણનો નિર્વાહ છે. તોસવાય બીજા ઉદ્યોગો પણ ખપ પુરતા છે.

**વસ્તુઓ**:—સુતરાઉ જાડું કાપડ ઘણું વણાય છે અને તે ખપ પુરતું બનતું હોવાથી જ્યાં જ્યાં વણાય છે ત્યાં ત્યાં આસપાસમાં ખપી જાય છે, જાડા કે ગામઠી દેશી કાપડની વપરાશ ખેડૂત અને મજૂરીઆ લોકમાં વિશેષ છે; ગામઠી દેશી કાપડ ઢેડ, વણકર, મુમન, વગેરે લોક પોતાના ઘર આગળ વણે છે. મુખ્યત્વે કરીને **દોટી**—ગજીયું—**ખાદી, ચોતારો,** ધોતીઆં, પિછોડી, ચોફાળ, હાથ રૂમાલ વગેરે વણાય છે, ચોતારી ખાદી અને પિછોડીઓ ટકવામાં ઘણી મજબુત છે, **સાંતલપુર** પરગણામાં ઢેડ લોકો **શેતરંજી—જાજમ** માટેનું ઊંચી જાતનું આસમાની પટાનું ગામઠી કાપડ ઘણું સારૂં બનાવે છે, તેને મોદીઆં કહે છે તેની માગણી ઘણી થાય છે; જાડું સુતરાઉ કાપડ વણવાનો ધંધો દરેક મોટાં ગામમાં ચાલે છે, અને તે આસપાસનાં ગામોમાં ખપી જાય છે.

**કાણોદરમાં** સાળવી, મુમનલોકો ઢેઢ વણકરો રાખી ગજીઆં, રૂમાલ, ચોફાળ, સ્ત્રીઓના બરના સાલ્લા, ઘાઘરા માટે રંગબેરંગી રંગની બાંધણી, ઇલાયચો અને બીજું કાપડ, તળાઈ તથા ગોદડાં માટેની ખોળ, ચંદની (બાંધવાની) છાપેલી જાજમ, પાટીઓ, અને શેતરંજી, વગેરે બહુ સારૂં સુતરાઉ કાપડ રંગદાર અને વખાણવા લાયક બનાવે છે. તેમજ રેશમી બર પણ બનાવી જાણે છે. કાણોદરનું કાપડ ગુજરાતનાં શહેરોમાં વેચાય છે અને તે ઘણા જથામાંના બહારગામ મદ્રાસ અને અરબસ્તાન સુધી જાય છે અને તે દેશી કાપડના ઉદ્યોગનો ઊંચા પ્રકારનો નમુનો છે, ડીસારાજપુરમાં પણ છીંપાનું રંગાટી કામ વિલાયતી રંગની સરસાઇ કરી શકે તેવું છે તેથી જો દેશી કારીગરીને ઉત્તેજન મળશે તો આ ધંધો ઘણા સારા પાયા ઉપર ખીલી નીકળશે.

પાલણપુરમાં લુહાર કામની કારીગરી જેવી કેઃ—છરી, છરા, તમંચા કે બંદૂક બનાવવી કે દુરસ્ત કરવી, લુહાર અને સુતારનાં ઓજારો બનાવવાં વગેરે; મોચી કામની કારીગરી, લાકડાના કામની કારીગરી તેમજ બીજાં ઘણાં કામની ઉત્તમ કારીગરી થાય છે. ત્યાં **મસી** થાય છે તે છેક અરબસ્તાનમાં મક્કા સુધી જાય છે ચંપો, **કેવડો, મોગરો વગેરેનું જાત જાતનું સુગંધીદાર તેલ બને છે.** તે બહાર ગામ જાય છે, આ સંસ્થાનમાં **પરખડી** અને તેની આસપાસ સર્વોત્તમ કમોદ ડાંગર પાકે છે, તેવી ગુજરાતમાં ક્યાંય પણ થતી નથી, શેરડી ઘણી નીપજે છે અને તેમાંથી **ગોળ** *કાઢવામાં આવે છે તે સિવાય **ઘી** ઘણું થાય છે તે બહાર ગામ જાય છે. વળી સુગંધી ફૂલો, કેરી, બીજોરાં વગેરે ફૂલ ફળ ઉત્તમ થાય છે.

**રાધનપુરમાં પિત્તળનાં વાસણ** ઠીક થાય છે.

**સુરોખાર,** ઘણે ખરે સ્થળે થાય છે અને તે બહારગામ જાય છે.

ખારી જમીનમાં **ઘસીયું મીઠું** પણ ઘણું થાય છે.

માટીનાં વાસણો, ઇંટ, ચૂનો, નળીઆં વગેરે બધે ઠેકાણે કુંભારો બનાવે છે અને તે ખપ પુરતાંજ બને છે, તેથી જ્યાં બને છે ત્યાંજ ખપી જાય છે.

ડુંગરી મુલકમાં સાગ, વાંસ, કાટ અને બીજું ઇમારતી લાકડું થાય છે અને તે બહાર ગામ જાય છે. લાકડા ઉપરની કારીગરીનું કામઃ—પલંગના રંગીત પાયા, હીંચોળા-ખાટ, લાકડી, સોગઠાં, રમકડાં, પારણાં વગેરે પણ બને છે. લાકડા ઉપર નકશી કોતરણી કરી રંગ ચડાવી ઓપવાનું કામ ઉત્તમ પ્રકારનું થાય છે.

તેલીબીયાં પીલવાનું કામ ઘણાં ગામોમાં થાય છે.

ખેડુતો ખેતી કરવામાં, વાણિયા વેપાર કરવામાં, બ્રાહ્મણો યજમાનવૃત્તિ, લુહાર, સુતાર, હજામ વગેરે દરેક વર્ણ પોતપોતાના ધંધા કરવામાં રોકાયલી છે.

**આયાત નિકાસ**—ગઢવાડા, દાંતા, ડાભેલા, જેથી વગેરેની આસપાસના અને સરહદના ડુંગરોમાંથી ઇમારતી કાટ, મધ, મીણ, જુદા જુદા ગુંદરો, કરિઆણું આવે છે.

---

* **વડગામ** તાલુકામાં શેરડીનો ઘણો પાક થાય છે. તેનો ગોળ બને છે પણ તે ઢાંસા જેવો રહે છે તેથી દેશાવર જતો નથી પણ તાલુકામાંજ વેચાય છે. તે મિઠાશમાં વિશેષ છે અને તે **બાદરશાહી** ગોળ કહેવાય છે.

અમદાવાદી સુતરાઉ, રેશમી અને કસબી કાપડ, કાગળ, મીઠું, વિલાયતી સુતરાઉ, રેશમી અને ઊનનું કાપડ, કાચકામ, લોખંડ, લોખંડ કામ, ગોળ, ખાંડ, ધાતુઓ, ઇમારતી લાકડું, નાળિએર, અનાજ, સૂકો મેવો, સુતર, ઊન, કરિઆણું, હાથીદાંત, કેસર, ખજુર, તમાકુ; ધાતુનાં વાસણ, પત્થર વગેરે ગુજરાત અને ઉત્તર હિંદમાંથી આવે છે.

ઘી, તલ, એરંડી, સરસવ, મધ, મીણ, કમોદ, ઊન, ચામડાં, કરિઆણાની વસ્તુઓ, અનાજ, રૂ, સુરોખાર, અહીંની બનાવટનું જાડું સુતરાઉ કાપડ. બળદ, ગાયો વગેરે અહીંથી નિકાસ થાયછે.

**જાનવરો**—ખેતીના ઉપયોગમાં મુખ્યત્વે બળદ વપરાય છે. તે સિવાય ગ્રામ્યપશુઓમાં ગાયો, ભેંસો, ઘોડાં, બકરાં, મેંઢાં, ઊંટ અને ગધેડાં છે.

ડુંગરી મુલકમાં જાનવરો ઘણાં મજબુત જાડાં અને ઉંચાં થતાં નથી. ખેડુત વાછડા અને ભેંસો; રબારી ગાયો, બકરાં, મેંઢાં અને ઊંટ; અને રાવળ અને કુંભાર ગધેડાં પાળી ઉછેરે છે.

બળદ ખેતી માટે, માલ લઇ જવા લાવવા માટે અને મુસાફરી માટે ઉપયોગમાં આવે છે. ભેંસો, ગાયો, મેંઢાં, બકરાં, એ દૂધ, દહીં, ઘી અને માખણ મેળવવા માટે પાળે છે અને ઉછેરે છે. બળદ, ભેંસ, ગધેડાં સિવાયનાં ઢોર ભરવાડ અને રબારી લોકો જથાબંધ પાળે છે અને તે ચરાવવા માટે જંગલોમાં ફરતા રહે છે. મેંઢાં અને બકરાના વાળ વરસમાં બે વાર કાતરી લેવામાં આવે છે, તે પૈકી મેંઢાનું ઊન વેચે છે. તેમજ તેના કામળા, ગધેડા ઉપર લાદવાની ગુણો કે બોરીઓ વગેરે બનાવે છે.

પાડા સાંઢ કરવા, પખાલ ઉપાડવા તેમજ ખેતી માટે હળે જોડવાના ઉપયોગમાં લેવાય છે, તેમ છતાં પણ પાડા ઉછેરવા તરફ લક્ષ અપાતું નથી. કેમકે પાડાની જાત ખારીલી હોવાથી બીજાં ઢોરની માફક સંપીને રહી શકતા નથી. ખેતીના ઉપયોગમાં તેનો છૂટથી ઉપયોગ થવા માટે તેની વસ્તી વધારવાની જરૂર છે. કેમકે તે બળદ કરતાં ઘણી નજીવી કીંમતે મળી શકે છે.

ઊંટ અને ગધેડાં ભાર લાદવાના કામમાં તેમજ માલ એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવા લાવવાના ખપમાં આવે છે. ઊંટ મુસાફરીમાં સવારી કરવાના ઉપયોગમાં વપરાય છે. તે જમીનદારો, રબારીઓ અને સિંધી લોકો ઉછેરે છે.

આ એજન્સિમાં જાણવા લાયક ઊંચી ઓલાદનાં પશુઓમાં **કાંકરેજ, વાવ,** અને **થરાદ** પરગણામાં તથા રાધનપુર સંસ્થાનના **વઢીઆર** પરગણામાં **વાછડા** તથા **બળદો** ઉછેરે છે. તે ગુજરાતના બીજા ભાગના બળદો કરતાં ઊંચી જાતના, જોરાવર, સારા બાંધાના, મજબુત, મોટા, વધારે ઊંચા, જબરા, રંગે ઘણું કરીને ધોળા મુજડા અને દેખાવડા છે. અને તે આખા ગુજરાતમાં અમદાવાદ વગેરે શહેરોમાં શ્રીમંતના તબેલામાં જોવામાં આવે છે.

ઘોડાં, મોટા જમીનદારો, જાગીરદારો, તાલુકદારો શ્રીમંત એદુનો અને વાણીઆ ઉછેરે છે.

**જંગલી જાનવરો:**—આ એજન્સિના વગડાઉ અને ડુંગરી પ્રદેશમાં વાઘ, ચિત્તા, દીપડા, રીંછ, વરૂ, જરખ, શિઆળ, શાહુડી, હરણની જાતનાં સુવર, (જંગલી ડુક્કર) સાબર, ચીતલ, કાળિયાર,

છિંકાર, સસલાં, જંગલી બિલાડી, વગેરે જાનવરો ડુંગરો અને જંગલોમાં પુષ્કળ માલમ પડે છે. જેમ જેમ જંગલો કપાતાં જાય છે અને વસ્તી થતી જાય છે તેમ તેમ હિંસક પ્રાણીનો નાશ થતો જાય છે. નાના જાનવરોમાં સસલાં અને જંગલી બિલાડા છે. કેટલાંક જાનવરોમાં મરી ગયા પછી તેમનાં ચામડાં, હાડકાં, શીંગડાં, પીંછાં, રૂવાટાં, વગેરે માણસના ઉપયોગમાં આવે છે.

સઘળી જાતના ઝેરી અને ઝેર વિનાના સાપ પણ બહુ જોવામાં આવે છે.

**પક્ષીઓ:**—આ એજન્સિમાં અનેક તરહેનાં પક્ષીઓ થાય છે, તેમાં ચકલી, મોર, કાગડા, સમડી, પોપટ, કબુતર, હોલો વગેરે સામાન્ય પક્ષીઓ ઉપરાંત જે સ્થળો ડુંગરોમાં છે અને જ્યાં મનુષ્ય જાતિનો પગરવટ ઓછો છે ત્યાં રંગ બેરંગી પીંછાંવાળાં, કદી જોવામાં આવતાં અથવા પ્રદર્શનોમાંજ દેખાતાં પક્ષીઓ નજરે પડે છે. મુરઘી, મોર અને ગીનીફાઉલ પુષ્કળ ઉછેરે છે તેમાં મોરને હિંદુ લોકો પવિત્ર ગણે છે તેથી તેનો વધ કરવાની મનાઈ છે.

માછલીઓ અને મગર, નદી અને તળાવોમાં કયાંક કયાંક જોવામાં આવે છે.

---

## પ્રકરણ ત્રીજું.

**વસ્તી:**—આ એજન્સિનો પાલણપુર સંસ્થાનનો કેટલોક મુલક છેક ગુજરાતના ઉત્તર અને ઈશાન તરફના ખુણે આવેલો છે. જેમ જેમ આર્ય લોકો સપાટ જમીનમાં આવીને જંગલો કાપી

ઘાસ બાળી ખેતરો બાળી ગામ વસાવતા ગયા, તેમ તેમ પ્રથમ ત્યાં રહેતી અનાર્ય જાતિ ત્યાંથી ખસી ઊત્તર અને ઈશાન ખુણા તરફ ડુંગરી ભાગોમાં ભરાતી ગઈ, એ ભાગો નાના નાના ડુંગરો, ઝાડી અને જંગલોથી ઘીચ હોવાથી અને વ્યાપારી રસ્તાઓથી છેટે આવેલા હોવાથી અહીં આ ડુંગરીભીલ-ગરાસીઆ લોકે અર્ધ જંગલી સ્થિતિમાં સુખે રહી શકયા છે. તેથી વસ્તીનો કેટલોક ભાગ હજુ અજ્ઞાન અને વહેમી છે, આ એજન્સિના કેટલાક ડુંગરી ભાગની હવા નઠારી છે તેથી ત્યાં ઘીચ વસ્તી થતી નથી. સને ૧૮૭૨ માં પહેલવહેલી વસ્તી ગણતરી થઇ ત્યારે ૫૦૮૫૨૬ માણસની વસ્તી હતી. સને ૧૮૮૧ ની ગણુતરી વખતે ૫૭૬૭૪૮ અને સને ૧૮૯૧ માં ૬૪૫૫૨૬ માણસની વસ્તી માલમ પડી હતી. છપનીઆ દુકાળમાં ઘણાં માણસો ભૂખમરાથી મરણ પામ્યાં જેથી સને ૧૯૦૧ માં વસ્તી ઘટીને ૪,૬૭૨૭૧ માણસની થઇ એટલે ૧૭૮૨૫૫ માણસની વસ્તી ઘટી એટલે સેંકડે ૨૭ાા ટકા વસ્તી ઘટી. ત્યાર પછી આ એજન્સિના કેટલાક તાલુકાઓમાં પ્લેગની અસર થવા છતાંપણ એકંદર જોતાં સને ૧૯૧૧ની સાલમાં વધીને ૫,૧૫,૦૯૨ માણસની થઇ છે તે ૧૮૮૧ ની વસ્તીની ગણતરી કરતાં કમી છે. મહીકાંઠા એજન્સિની વસ્તી કરતાં આ એજન્સિની હાલની વસ્તી સવાગણી છે. આ એજન્સિનું ક્ષેત્રફળ ૬૭૯૩ ચો. મૈલ છે અને મહીકાંઠાનું ક્ષેત્રફળ ૩૧૨૪ ચો. મૈલ છે એટલે એકંદર જોતાં આ એજન્સિ મહીકાંઠાથી બમણી હોવા છતાં આ એજન્સિમાં વસ્તીનું પ્રમાણ આછું છે.

**વસ્તી ઘટવાનાં કારણો:-** આ એજન્સિમાં મીલો નહિ

હોવાથી, ખેતી સિવાય બીજા મહત્વના ઉદ્યોગ ધંધા નહિ હોવાથી, અને જોઈતા પ્રમાણમાં રેલવે નહિ હોવાથી. તેમજ લોક અભણ અજ્ઞાન અને ગરીબ સ્થિતિના હોવાથી, સાહસિક અને હુન્નર ઉદ્યોગની કેળવણી મેળવવાના અભાવે તેમજ પ્લેગ દુકાળ વગેરે કુદરતી આફતો વગેરે કારણોને લીધે બીજે ધંધો મેળવવા માટે અમદાવાદ, મુંબઇ અને નજીકનાં શહેરોમાં ખસતા જાય છે તેથી પણ વસ્તીમાં ઘટાડો થાય છે.

**લોકની જાતઃ**—"*વસ્તીના ૮૬ ટકા હિંદુ છે. હિંદુમાં કોળી અને ડુંગરી ભીલ લોકો છે તેથી ઉતરતી કણબી, નીચ વર્ણ (ઢેઢ, ભંગી, ચમાર, તુરી, વગેરે), રબારી, રજપૂત, બ્રાહ્મણ, કુંભાર, લુહાર, સુતાર, વાઘરી, હજામ, રાવળીઆ, માળી, નાડોદા,

*હિંદુની વસ્તી ૪૪૨૯૩૩ છે તેમાં ૧૨૦૭૯૦ કોળી, ભીલ, ૭૩૬૩૪ કણબી,૪૮૪૧ નાડોદા, ૪૯૧૫૫ નીચ વર્ણ (ઢેઢ, ભંગી, ચમાર, તુરી વગેરે) ૪૫૪૮૭ રબારી ભરવાડ, આહીર (૩૬૬૩૧ રબારી, ૬૭૦૦ આહીર, ૨૩૭૬ ભરવાડ), ૨૧૬૧૦ રજપૂત, ૨૧૩૨૦ બ્રાહ્મણ, ૧૪૬૪૪ કુંભાર, ૮૭૦૦ લુહાર, ૮૫૦૦ સુતાર, ૭૫૦૦ વાઘરી, ૭૩૫૦ હજામ, ૫૩૫૦ રાવળીઆ, ૪૯૦૦ માળી, ૪૦૦૦ લવાણા, ૪૧૦૦ દરજી, ૩૧૦૦ ઘાંચી, ૩૦૦૦ સોની, ૨૬૦૦ ભાટ, ૨૩૫૦ ખવાસ, ૧૯૦૦ ગાણિયા, ૧૬૦૦ ખતરી, ૧૬૦૦ બજાણીઆ, ૧૨૦૦ ચારણ, ૭૦૦ ઓડ અને બાકીની પરચુરણ જાતો છે.

કુલ વસ્તીમાં ૪૪૨૯૩૩ હિંદુ, ૯ શીખ, ૨૪૯૯૨ જૈન, ૪૫૧૭ મુસલમાન, ૨૧૧ ક્રીશ્ચિઅન, ૧૭૩ જરતોસ્તી, ૭ જયુ, ૨૬ બીજા, ૧૫૮૯ એનીમીસ્ટીક પરચુરણ (ધર્મ એ શું છે તે નહિ સમજનારા એટલે ધર્મની બાબતમાં અજ્ઞાન ) છે.

લવાણા, દરજી, ઘાંચી, સોની, ભાટ, ખવાસ, વાણિયા, ખતરી, ચારણ વગેરે ઉતરતા પ્રમાણમાં છે.

બાકીની વસ્તીમાં નવ ટકા કરતાં ઓછા મુસલમાન, પાંચ ટકા કરતાં ઓછા જૈન અને બાકીના પરચુરણ છે. પરચુરણ વસ્તીમાં પોણા ભાગની એનીમીસ્ટીક-પરચુરણ અને બાકીના પા ભાગમાં ખ્રિસ્તી, પારસી, (જોરાસ્ટરી) ધર્મ માનનારા લોકની છે.

**વસ્તીની વહેંચણીઃ**—બ્રાહ્મણ, વાણિયા, કણબી અને રજપૂતની વસ્તી આ એજન્સિનાં મોટાં ગામોમાં વિશેષ જથામાં છે, નીચ વર્ણ ઢેડ, ચમાર, ભંગીની વસ્તી દરેક ગામોમાં છે. મુસલમાનની વસ્તી પાલણપુર, રાધનપુર વગેરે સ્થળે વિશેષ જથામાં છે. કોળી ભીલની વસ્તી ડુંગરાળ પ્રદેશમાં તથા ઘણેખરે સ્થળે વધારે જોવામાં આવે છે.

**વસ્તીનું પ્રમાણઃ**—આ એજન્સિમાં કેટલોક મુલક જંગલી અને પહાડી હોવાના સબબથી ત્યાંનાં હવા પાણી નબળાં રહે છે. તેથી ત્યાં તેમજ રાધનપુર, સાંતલપુર અને કચ્છના રણને લગતા મુલકની જમીન ખારી હોવાના લીધે પાક થતો નહિ હોવાથી વસ્તી ઘણી ઓછી છે. પાસે આવેલા મહીકાંઠામાં દર ચો. મૈલે ૧૩૨, જ્યારે અહીં ૮૦.૬, પાલણપુર સંસ્થાનમાં ૧૨૮, રાધનપુર સંસ્થાનમાં ૫૭, અને પાલણપુર અને રાધનપુર સંસ્થાનો સિવાયના તાલુકા અને થાણાંની વસ્તીનું પ્રમાણ ૬૪ માણસનું આવેછે.

**શહેરો અને ગામડાંની સરાસરી વસ્તીઃ**—આ એજન્સિની વસ્તીમાંથી સાત ટકાજ શહેરમાં રહે છે. બાકીની બધી

વસ્તી ગામડામાં વસે છે. શહેરની વસ્તી સરાસરી ૧૧૯૬૮ માણુસની છે. જ્યારે ગામડાંની વસ્તી ૪૦૧ માણુસની છે. શહેરોમાં સૌથી વધારે વસ્તી પાલણપુર (૧૭૨૨૧) માં છે.

**શહેરો અને ગામડાં**:—આ એજન્સિમાં ત્રણ શહેરો **પાલણપુર** ( ૧૭૨૨૧ ), **રાધનપુર** ( ૧૧૫૬૭ ) અને **ડીસા કેમ્પ** (૭૧૧૭) આવેલાં છે. અને ૧૧૯૬ ગામડાં છે.

શહેરોમાં ૧૦,૦૦૦ કરતાં વધારે વસ્તીવાળાં **પાલણપુર** અને **રાધનપુર** એ બે છે. ૫૦૦૦ અને તેથી વધારે ૧૦,૦૦૦ અંદરની વસ્તીવાળાં ૧ **ડીસાકેમ્પ**, ૨૦૦૦ થી ૫૦૦૦ અંદરનાં ૨૦, ૧૦૦૦ થી ૨૦૦૦ અંદરના ૪૯, ૫૦૦ થી ૧૦૦૦ અંદરનાં ૨૨૨, અને ૫૦૦ અંદરનાં ૯૦૫ ગામો છે. એકંદરે શહેરો તથા ગામડાં મળીને આ એજન્સિમાં ૧૧૯૯ છે.

***લોકોનાં આચરણ**:—આ એજન્સિમાં અસલથી જંગલી ભીલો, રજપૂત બહારવટીઆ, કચ્છ અને આબુ તરફના લૂંટારા સરદારો, સિંધના જંગલ અને પારકરના ખાસા લોકો (વાગડ અને ઉત્તર ગુજરાતમાં), પૂર્વના ભીલાડ દેશના ભીલ લોકો, શિરોહી ત-

* કાકરેજના કોળી લોકો માત્ર ચોરીના ધંધા ઉપર આધાર રાખી મુદ્દલ ખેતી કરતા નહોતા. પણ તેમને ૨૫–૩૦ વર્ષ ઉપર આ તાલુકાના બાહોશ પોલિસ ફોજદાર નંદશંકર દયાશંકરે ચાલાકીથી દરેક ચોરી પકડી ગુન્હેગારોને એવી તો સખ્ત સજાએ પ્હોંચાડયા કે તેથી ઘણાક કોળી ડરી જઇને ખેતી વગેરે ઉધમે લાગી ગયા છે. સરકારે પણ એમની કદર કરી તેમને પોલિસ ઇન્સ્પેકટર ને પછીથી ડેપ્યુટી પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ બનાવ્યા હતા. હાલમાં કેટલાક વરસથી તે સરકારના પેન્સનર છે.

રફના લૂંટારા લૂંટફાટ, ચોરી, અને ધાડાં પાડી ગુજારો કરતા હતા. તેથી તે જંગલી સ્થિતિમાં હતા. તેમજ મારવાડથી હથિયાર બંધ ચોરોનાં ટોળાં વારંવાર આવી પાલણપુર સંસ્થાનમાં લોકોને ત્રાસ પાડતા હતા. તેમને તેમ કરતા અટકાવવા, ને મુલકનો પાકો બંદોબસ્ત કરવા માટે અંગ્રેજ સરકારે ડીસા કેન્ટોન્મેન્ટની લશ્કરી છાવણી સ્થાપીને તેમને વશ કર્યા. હવે ચોરી, લૂંટફાટનો ધંધો છોડી દીધો છે અને ખેતી, મજુરી, નોકરી વગેરે ધંધા કરે છે. સરકારને માન આપે છે ને તેથી ડરીને ચાલે છે. બીજી જાતો સ્વભાવે શાંત અને કાયદાને માન આપનારી છે.

**શરીરનો બાંધો**:—જ્યાં મુલક પહાડી છે. ત્યાંના લોકોનો બાંધો સાધારણ રીતે મજબુત છે. ત્યાંની નઠારી હવા વિષે તેઓ ક્વચિતજ ફરીઆદ કરે છે. બાકીના મુલકના લોકો પણ શરીરે કદાવર, જોરદાર અને મજબુત છે, શરદઋતુમાં કેટલેક સ્થળે "**મેલેરીઆ**" જાતના તાવનો ઉપદ્રવ થાય છે.

***ભાષા**:—આ એજન્સિની ભાષા **ગુજરાતી** છે. આ એજન્સિને ગુજરાત, કાઠિઆવાડ, કચ્છ, મારવાડ અને શિરોહીની સરહદ લાગેલી છે તેથી તે ભાગોની ભાષા અને રિવાજોમાં ત્યાંની ભાષા અને રિવાજોનું કંઇક મિશ્રણ થએલું છે તેમ છતાં તે ગુજરાતી છે. શિરોહી, આબુ, મારવાડ સરહદ તરફની ભાષા **રાજપુતાની, વેસ્ટર્ન હિંદી, હિંદુસ્તાની** છે. સિંધને લગતા મુલકમાં

* આ એજન્સિમાં ૪૮૭૩૩૬ ગુજરાતી, ૧૨૫૫૩ રાજપુતાની, ૮૧૨૧ વેસ્ટર્ન હિંદી, ૪૯૦૭ હિંદુસ્તાની, ૧૧૨૪ માણસો સિંધી ભાષા બોલેછે.

**સિંધી** સિવાયના લોકોમાં ગુજરાતી, ભીલવી અને મારવાડી ભાષાને મળતી ભાષા બોલાય છે. ( ડુંગરી ગરાસીઆ અને ડુંગરી ભીલો પોતાની જુદી **ભીલવી ભાષા** બોલે છે. તે સિવાયના તમામ લોકો ઘણુ ભાગે **ગુજરાતી ભાષા** બોલે છે.

---

## પ્રકરણ ૪ થું. હુન્નર ઉદ્યોગ.

**ઉદ્યોગઃ**—એ એજન્સિમાં કોઇ મોટા ખાસ ઉદ્યોગો ચાલતા નથી. વસ્તીનો મોટો ભાગ ખેતી કે તેને લગતી મજુરી કરી ગુજરાન ચલાવે છે. સુતાર, લુહાર, દરજી, હજામ, કુંભાર વગેરે લોકો પોતાનો બાપીકો ધંધો કરે છે. ને તે પર નિભાવ કરે છે. બાકીના લોકો વેપાર, વ્યાજવટુ, નોકરી અને બ્રાહ્મણો યજમાનવૃત્તિ, દેવસેવા કે ભિક્ષાવૃત્તિ કરે છે.

**વેપારઃ**—આ એજન્સિમાં ગઢવાડા અને દાંતા તરફના પાલણપુર અને ખેરાલુ, મારફતે અને શિરોહી આબુરોડ મારફતે ડુંગરાઉ પેદાશનો માલ આવે છે.

ડુંગરાઉ પેદાશમાં સાગ, સીસમ, બાળવાનાં લાકડાં, ઇમારતી લાકડાં, મહુડાં, મધ, મીણ, રૂ, અને કરિઆણાની જણસો, ધાન્ય, ઘી, તેલીબીઆં વગેરે બીજી પેદાશ જે ખપ કરતાં વધારે થાય છે, તે બહાર નિકાસ કરવામાં આવે છે.

જે માલ આ એજન્સિમાં ઉત્પન્ન થતો નથી અથવા થાય છે તો, ખપ કરતાં ઓછો થાય છે તે બહારથી લાવવામાં આવે છે, જેમકે સુતરાઉ, ગરમ અને રેશમી કાપડ, ખાંડ, ગોળ, ધાતુનો

સામાન, કાગળ, રમકડાં, દવા, રંગ, રોગાન, દીવાસળી વગેરે બહાર ગામથી આવે છે.

આ એજન્સિમાં જ્યાં રેલવેનું સાધન નથી ત્યાં ગાડાં, ઊંટ, ગધેડાં અને પોઠી મારફતે જથાબંધ માલ આવતો હતો. રાજપુતાના માળવા રેલવે, પાટણ, ચાણસમા અને બહુચરાજી રેલવે થઇ છે, ત્યારથી ઉત્તરમાં શિરોહી, આબુ, રાજપુતાના અને ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણમાંથી મહારાષ્ટ્ર, મુંબઇ, અમદાવાદ તરફનો અને કાઠિઆવાડ અને સિંધ તરફનો તમામ જથાબંધ માલ આવજાવ થાય છે. કેમકે રેલવે મારગે માલ મંગાવવાનું તથા મોકલી આપવાનું સુગમ અને સસ્તું પડે છે.

એજન્સિનો વ્યાપારી સંબંધ રેલવે થવાથી સીધી રીતે અમદાવાદ મુંબાઇ સાથે તેમજ ઉત્તરમાં અજમેર, રાજપુતાના, સિંધ અને ઠેઠ દિલ્હી અને ઉત્તરહિંદ સુધી ધાટો થતો જાય છે. બલકે જોડાઇ ગયો છે. આ એજન્સિમાં વ્યાપારી મધ્યસ્થ શહેરો તરીકે **પાલણપુર, કેમ્પ ડીસા, રાડા,** ગાયકવાડી રાજ્યમાં **પાટણ, ચાણસમા, હારીજ, ખેરાલુ** વગેરે આવેલાં છે.

આ એજન્સિના અંદરના ભાગમાં જ્યારે રેલવે થઇ નહોતી તેવામાં એજન્સિ હેડક્વાટર પાલણપુર અને રાધનપુરમાં વણજારા પોઠી મારફતે ઘણો માલ લાવતા હતા હવે રેલવે થવાથી દુર તેમજ આસપાસનાં ગામડાંનો વ્યાપારી સંબંધ રેલવે સ્ટેશનો સાથે જોડાયો છે. એજન્સિ અંદરનો વ્યાપાર અને માલની લાવ લઇ જાવ ગધેડાં, ઊંટ, કે ગાડાં મારફતે ચાલે છે.

---

# વ્યવહારનાં સાધનો.

૧. **રસ્તાઃ**—રાજપુતાનાથી પાલીને રસ્તે ગુજરાત વચ્ચે ધોલેરા સાથે, કચ્છ જતાં થરાદ અને વાવના રસ્તે અને રાજપુતાના સાથે પ્રથમ ધમધોકાર વેપાર ચાલતો હતો. કેટલાંક વર્ષથી તે કમી થઇ ગયો છે. અને રેલવે થવાથી હવે તે માર્ગે ચાલે છે. પહેલાં રસ્તા સહી સલામત નહિ હોવાથી તે રસ્તેથી લૂંટારાથી દેશને ઘણો ઉપદ્રવ થતો હાલમાં બ્રિટિશ સરકારના ઉત્તમ બંદોબસ્તના લીધે વ્યાપાર સારી હાલતમાં આવેલો છે. પાલણપૂર સંસ્થાનમાં રાહદારી દાણ લેવાનાં બંધ થયાં છે. તેથી પણ વેપાર અને વ્યવહારને અનુકુળતા મળી છે.

આ એજન્સિમાં ગાડાં ફેરવવાના આડાઅવળા રસ્તાઓ છે પણ પાકી સડકો નથી; ચોમાસું પુરૂં થયા પછી ધોરી અને ગાડા જવાના રસ્તા દુરસ્ત કરવામાં આવે છે. પાલણપુરના રસ્તા ઘણા રેતાળ છે તેથી ભાર ભરેલાં ગાડાં ખેંચવા ૪ થી ૬ બળદ જોડે છે. થરાદ વગેરે સ્ટેટોમાં જમીન કઠણ અને રસ્તા રેતી વગરના છે ત્યાં માલ ગાડામાં અથવા ઊંટ પર જાય છે. આવી કાચી સડકો ઉપર થઇ ગાડાં, ઊંટ, ગધેડાં અને પોઠી મારફતે આ એજન્સિનો વેપાર અને વ્યવહાર ચાલે છે. આવી સડકો ×એજન્સિનાં દરેક મોટાં અને જાણીતાં સ્થળો વચ્ચે છે અને તે જુદાં જુદાં સ્થળો વચ્ચે મેળવી લેવામાં આવેલી છે.

---

× ૧ પાલણપુરથી ડીસા સુધી. ૨ પાલણપુરથી ઉત્તરમાં પાંથાવાડા અને ત્યાંથી ખીમટ સુધી; ૩ ડીસાથી ધાનેરા સુધી, ૪ ડીસાથી થરાદ

સરહદના ડુંગરી મુલકોમાં રસ્તા છે પણ તે રસ્તે થઇને વ્યાપાર માટેની ચીજો ગાડાં મારફતે લઇ જવાતી નથી. પરંતુ પોઠી કે ઊંટ ઉપર લઈ જઈ શકાય છે. આ ઉપરાંત એજન્સિમાં પાલણપુર સંસ્થાનમાં તેમજ એજન્સિ સરહદ લગતી રેલવે લાઈનો આવેલી છે. જેથી વેપાર અને વ્યવહારના સાધનો માટે ઘણી સગવડ અને સરળતા થઇ છે.

**રેલવે**—આ એજન્સિના પાલણપુર સંસ્થાનમાં છેલ્લાં ૩૮ વર્ષમાં વ્યાપાર અને વ્યવહારનાં સાધનો ઘણાં વધી ગયાં છે. સને ૧૮૭૯ સુધીમાં એજન્સિના કોઇપણ ભાગમાં રેલવે નહોતી. પહેલવહેલી રેલવે મુંબાઇથી અમદાવાદ અને ત્યાંથી પાલણપુર સુધી અને પછીથી અજમેર થઇ ઠેઠ દિલ્હી સુધી લંબાવવામાં આવી છે. વળી પાલણપુરથી ડીસા સુધીની પણ રેલવે થઇ છે, જેથી વેપાર અને વ્યવહારનાં સાધનોમાં વધારે છુટ થઇ છે. અને તેથી આ એજન્સિનો ઘણો ભાગ સીધી રીતે ગુજરાત, મારવાડ, સિંધ, રાજપુતાના અને ઉત્તર હિંદુસ્તાન સાથે નિકટ સંબધમાં આવ્યો છે.

---

સુધી અને થરાદથી ઉત્તરમાં ભોરોલ અને પશ્ચિમમાં વાવ અને વાવથી દક્ષિણમાં સુઈગામ થઇ સાંતલપુર સુધી; ૫ ડીસાથી થરા, રાધનપુર, વારાહી થઇ સાંતલપુર સુધી; ૬ ડીસાથી દીઓદર થઇ સુઇગામ સુધી; ૭ દીઓદરથી થરાદ થઇ ભોરોલ સુધી; ૮ થરાથી ભાભર થઇ સુઇગામ સુધી ૯ રોહો સ્ટેશનથી લોલન પહાડ સુધી. (આ રસ્તો અંબાજી જનાર યાત્રાળુઓની સુગમતા માટે બાંધવામાં આવેલો છે) ૧૦ રાધનપુરથી સમી સુધી. ૧૧ રાધનપુરથી દીઓદર સુધી. ૧૨ રાધનપુરથી ધધાણા સુધી. આ ઉપરાંત બીજા નાના રસ્તાઓ ઘણા છે.

આ એજન્સિના સંબંધમાં આવેલી મુખ્ય રેલ્વે લાઇનો.

(૧) બી. બી. એન્ડ સી. આઇ રેલવેની **રાજપુતાના માળવા (આર. એમ.) લાઇન** અમદાવાદ, સિદ્ધપુર તરફથી આવી પાલણપુર સંસ્થાનની હદમાં માનપુરથી રોહો સુધી ૪૦ મૈલ સુધી પ્રવેશે છે અને ત્યાંથી અજમેર તરફ જાય છે, તેનાં **છાપી, ઉમરદશી, પાલણપુર, ચિત્રાસણી, સરોત્રી** અને **રોહો** એ સ્ટેશનો છે.

(૨) **પાલણપુર ડીસા રેલવે**:—ડીસા કેન્ટોન્મેન્ટમાં લશ્કર રહેતું હોવાથી ૧૭.૪૨ મૈલની આ રેલવે સને ૧૮૯૩ માં બાંધવામાં આવી છે. તેનાં **પાલણપુર, ચંડીસર** અને **ડીસા** સ્ટેશનો છે.

(૩) રાજપુતાના માળવા લાઇનની એક શાખા **મહેસાણા, પાટણ**, વાઘરોડ સુધી જાય છે. આ એજન્સિના પાલણપુર, રાધનપુર સંસ્થાનો અને કાકરેજી અને દીઓદર પરગણા નજીકમાં આવે છે.

(૪) મહેસાણા પાટણ વાઘરોડ લાઇનના માનુંદ (મણુંદ) રોડ સ્ટેશનથી **માનુંદરોડ બેચરાજી** અને **માનુંદરોડ હારીજ** એ શાખા લાઇનો થઇ છે. હારીજ સ્ટેશન રાધનપુર સંસ્થાનની પાસે આવેલું છે, તેથી આ સંસ્થાનના રાધનપુર શહેર, સમી, મુંજપુર કસ્બા તથા બીજાં સ્થળોને તેથી સારી સગવડ થઇ છે.

આ એજન્સિનો કેટલોક મુલક ડુંગરાઉ, ઉજડ, રેતાળ, ખારો અને રણને લગતો હોવાથી તેમજ જોઇતાં વ્યવહારનાં સાધનોની ખોટને લીધે એજન્સિના અંદરના ભાગના વેપાર અને બીજા સુધારાને અડચણ છે. પરંતુ હવે વ્યવહારનાં પુષ્કળ સાધનો વધતાં જતાં હોવાથી આ એજન્સિ ગુજરાત, સિંધ, કચ્છ, રાજ-

પુતાના, ઉત્તર હિંદુસ્તાન અને બીજા નજીકના તેમજ દુરના મુલકના સંસર્ગમાં આવવાથી વેપાર અને બીજા લાભો જલદી થવાની આશા રખાય છે.

**તાર અને પોસ્ટ ઓફિસો:**—આ એજન્સિનાં વ્યવહારનાં સાધનોમાં મુખ્ય ભાગ પોષ્ટ ઓફિસો પણ લે છે. સંદેશા અને પત્ર વ્યવહાર માટે **પાલણપુર, રાધનપુર અને ડીસા કેમ્પ** એ મુખ્ય સ્થળે સરકારે સબ પોસ્ટ ઓફિસો તેમજ અગત્યનાં સ્થળે જ્યાં જરૂર જણાઇ, ત્યાં બ્રાન્ચ પોસ્ટ ઓફિસો* પણ બહોળા જથામાં ઉઘાડી છે. જેથી ઘણીજ સરળતા થઇ છે.

પાલણપુર અને રાધનપુર સંસ્થાનોમાં દરબારી ટપાલની પણ વ્યવસ્થા છે.

**તાર ઓફિસો:**—+તાર મારફતે સંદેશા મોકલવા સારૂ **પાલણપુર, રાધનપુર**માં પોષ્ટ ઓફિસો સાથે અને **ડીસા કેમ્પમાં** વિલાયતના સંબંધવાળી સરકારી તાર ઓફિસ છે. જેનો સંબંધ

૧ * બ્રાન્ચ પોષ્ટ ઓફિસો (૨૫):-ડીસા ટાઉન, ધાનેરા, ચંડીસર, ગઢ, છાપી, કાણોદર; મેતા, રોહો, ચંડેર મોટી; લોલાડા; મુંજપુર, સમી; થરાદ, મોરવાડા, વાવ, અસારા, સુઇગામ; વારાહી; દીઓદર; સાંતલપુર; સીહોરી, ઉણ, થરા, ભાભર, કુંણગર.

૨ +રેલવે સ્ટેશનોની તાર ઓફિસો:—છાપી, ઉમરદસી, પાલણપુર, ચિત્રાસણી, સરોત્રી, રોહો, ચંડીસર, ડીસા સ્ટેશન; પાટણ, કોસા, ચરૂપ, વાઘરોડા, ચાણસમા, કંબોઇ, હારીજ વગેરે.

પાલણપુરથી ડીસા કેમ્પ અને ત્યાંથી તારનું દોરડું રાધનપુર, આડીસર, કાકરેજીમાં ખેમાણા, પાદરડી, સાંતલપુર થઈ કચ્છ તરફ જાય છે. આ ઉપરાંત તારના સંદેશા દરેક રેલવે સ્ટેશનોથી પણ મોકલી શકાય છે.

૪ **નાણું**:—પાલણપુર સંસ્થાનમાં પ્રથમ સિક્કાઇ નાણાંનું ચલણ હતું, તે સને ૧૯૦૬ માં, અને રાધનપુર સંસ્થાનમાં **જોરાવર શાહી** નાણાનું ચલણ હતું, તે સને ૧૯૦૦ માં, બંધ કરી તે બદલે કલદાર નાણાનું ચલણ દાખલ કરવામાં આવ્યું છે. હવે કલદાર નાણા મારફતે લેવડ દેવડનો વ્યવહાર ચાલે છે. સાંતલપુર પરગણામાં **કોરી**નું ચલણ છે. પણ કલદાર નાણું બધે ચાલે છે.

---

# પ્રકરણ ૫ મું.

**ઇતિહાસ**:—પાલણપુર એજન્સિના ઇતિહાસનો મુખ્ય ભાગ પાલણપુર અને રાધનપુર સંસ્થાનની હકીકતમાં સમાયેલો છે.

**પાલણપુર**—એ ઘણા જુના વખતમાં ચંદ્રાવતીના ×પરમાર રાજા યશોધવળના બીજા કુંવર (પાટવી કુંવર રાજયોગી ધારાવર્ષદેવના ભાઇ) પ્રહલાદદેવે વસાવ્યું હતું. તે વખતે તે **પ્રહલાદ પટ્ટણ** કહેવાતું હતું. પછીથી તે ઉજ્જડ થયું. ઇ. સ. પૂર્વે ૫૭ માં **પાલનસી** (**ચહુઆણ**) રાજા થયો, તેણે એ મુલક ફરીને આબાદ કર્યો. તેના નામ ઉપરથી શહેરનું નામ **પાલણપુર** પાડ્યું. એ ચહુઆણોનું રાજ્ય ઇ. સ ના ચૌદમા સૈકા સુધી રહ્યું. તેમની પાસેથી મારવાડ દેશમાંના **જાલોરના** પઠાણ મલેક **યુસફખાને**

---

× આબુ પર્વત ઉપર ચંદ્રાવતી નગરી હતી.

તે રાજ્ય પડાવી લીધું અને રાજધાની જાલોરમાં રાખી. કેટલીક પેઢીએ મલેક ગજનીખાન થયા. તેમની પાસેથી દિલ્હીના અકબર પાદશાહે તે લઇ લીધું. પણ તે ઈ. સ. ૧૫૫૦ માં તેમને પાછું આપ્યું. ઇ. સ. ૧૫૯૭ માં તેમને " દિવાન "નો ઇલકાબ આપ્યો. તેમની કેટલીક પેઢીએ કરણકમાલખાન દીવાન થયા. તેમણે જાલોર અને પાલણપુરના હિંદુઓ પાસેથી " માથાવેરો" લીધો, તેથી જોધપુરના અજીતસિંહજીએ ઇ. સ. ૧૬૯૯ માં જાલોર જીતી લીધું. તેથી તે દીવાનની ગાદી પાલણપુરમાં થઇ. તેમના વંશજો અદ્યાપિ ત્યાં રાજ્ય કરે છે. તે પછીના કેટલાક દિવાનોએ રાજ્યમાં વધારો કર્યો. ઈ. સ. ૧૭૬૫ માં ફીરોજખાન દીવાન થયા. ઇ. સ. ૧૮૦૯ માં આ રાજ્ય અંગ્રેજ સરકારના સંબંધમાં આવ્યું. તે વખતે રાજ્યકર્તાએ રૂ ૫૦,૦૦૧ ) ગાયકવાડ સરકારને ખંડણી આપવાનો કરાર કરી આપ્યો. ફીરોજખાનને તેમના સીધી જમાદારોની એક પાર્ટીએ શિકારે ગયેલા ત્યાં મારી નાખ્યા. ત્યારે તેમના શાહજાદા ફતેહખાન ૧૩ વર્ષની સગીર ઉમરના હતા, તેથી તેમની વિધવા માતુશ્રીએ પોતાના સ્વામીના ખુન માટે અંગ્રેજ અને ગાયકવાડ સરકારની સહાય માગી, તેથી જમાદારોએ તેમને પકડી કેદ કર્યા અને તેમના કાકા શમશેરખાનને ગાદી આપી. એટલામાં અંગ્રેજ અને ગાયકવાડ સરકારે ખરા હકદાર માટે દરમિઆનગીરી કરી, અને લશ્કરી મદદથી શમશેરખાનને હરાવી ફતેહખાનને પાલણપુરના રાજ્યકર્તા ઠરાવ્યા. શમશેરખાન સાથે સમાધાન થવાથી તેમને રાજ્યનોવહીવટ કરવાનું સોંપ્યું, પરંતુ તેમણે દગો પ્રપંચ કર્યો. અને ગેરવ્યવસ્થા કરી તેથી ફતેહસિંહખાનજીની માગણીથી અંગ્રેજ સરકા-

રની મદદથી ૧૮૧૬ માં શમશેરખાનને રાજ્યમાંથી નસાડી મુકયા. અંગ્રેજ સરકાર સાથે થયેલા ઠરાવ મુજબ રાજ્યનો બંદોબસ્ત રાખવા, રાજકાજમાં મદદ કરવા અને ઠરાવની શરતો અમલમાં લાવવા ઈ. સ. ૧૮૧૭ માં પોલિટિકલ ઓફિસર તરીકે કેપ્ટન **માઈલ્સની** નીમણોક થઈ અને ગાયકવાડ સરકાર તરફનો અંગ્રેજ સરકારનો વિશ્વાસુ એજન્ટ રાખવા ઠરાવ થયો. ત્યારથી પાલણપુર એજન્સિની સ્થાપના થઈ. એજન્સિ એસ્ટાબ્લીશમેન્ટના ખર્ચમાં પાલણપુર સંસ્થાન રૂ ૯૦૦૦ દરવરસે આપે છે.

ઈ. સ. ૧૮૧૩ ની સાલથી પાલણપુર સંસ્થાનમાં ઘણા બખેડા થવા લાગ્યા; તેમ અસલથી જંગલી ભીલો અને રજપૂત બહારવટીઆઓ, આસપાસના પરગણામાં ત્રાસ વર્તાવતા હતા. તેમને વશ કરવાના હેતુથી, અને બરોબર બંદોબસ્ત રાખવા માટે ઇ.સ. ૧૮૨૧ માં ડીસા કેમ્પ—કેન્ટોન્મેંટ (છાવણી) સ્થાપવામાં આવી.

**રાધનપુર સંસ્થાન**—અહીંના નવાબ સાહેબ પ્રખ્યાત "બાબી" ઓલાદના મુસલમાન છે. તેમના મૂળ પુરૂષ દિલ્હીના હુમાયું પાદશાહ સાથે હિંદમાં આવેલા હતા. શાહજહાં પાદશાહે શેરખાન બાબીને ચુંવાળના વહીવટદાર નીમ્યા હતા તેમના વંશમાં મહંમદશેર થયા, તેમણે મરેઠા સાથે લડવામાં તથા બંડ સમાવવામાં ઘણી બહાદુરી બતાવવાથી તેમને **ખાનજહાન જવાનમર્દિખાનનો** ઇલ્કાબ મળ્યો હતો તેમને ઇ. સ. ૧૭૧૬ માં **રાધનપુર** મળ્યું. તેમના પછી તેમના પુત્ર કમાલુદ્દીને મરાઠા સાથે સલાહ કરવાથી રાધનપુર, સમી, મુંજપુર, પાટણ, વડનગર, વીશનગર અને વિજાપુર પરગણાં કાઢી આપ્યાં તે લઇને તેમણે રાધનપુરમાં રાજધાની કરી. મરે-

ઠાને પાછળથી શક આવવાથી રાધનપુર, સમી, મુંજપુર સિવાયનાં પરગણાં લઈ લીધાં. તેમના પછી કેટલીક પેઢીએ શેરખાનજી થયા. તેમને ઇ. સ. ૧૮૧૩ માં અંગ્રેજ સરકાર સાથે પહેલવહેલો સંબંધ થયો, તેમાં નવાબ સાહેબે હુલડ ન કરવું અને ગાયકવાડ સરકારે નવાબ સાહેબનું રક્ષણ કરવું એવો ઠરાવ થયો, ઇ. સ. ૧૮૨૦ માં સિંધી લૂંટારા આવ્યા, તેમનાથી બચાવવાને અંગ્રેજ સરકારે નવાબ સાહેબને મદદ કરી.

ઇ. સ. ૧૮૧૮ માં ગુજરાતમાંથી પેશ્વાનો ભાગ ઈંગ્રેજ સરકારને મળ્યો, તેથી સરકારને નવો મળેલો મુલક મહીકાંઠા અને પાલણપુરના મેવાસી મુલકની લગોલગ આવ્યો, તે કારણથી સુલેહ જાળવવા અને મુલકના બંદોબસ્ત માટે અંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકારને તા. ૩ એપ્રિલ ૧૮૨૦ ના રોજ કરાર થયો. તેથી અંગ્રેજ સરકારે વગર ખર્ચે ખંડણી વસુલ કરી આપવાનું માથે લીધું. અને ગાયકવાડ સરકારે દરમ્યાન નહિ થવા કબુલ્યું.

પાલણપુર એજન્સિમાં પાછળથી કાંકરેજ પરગણાનો મુલક કે જે પ્રથમ મહીકાંઠામાં મુકેલો હતો તે પણ પાલણપુર એજન્સિમાં ઇ. સ. ૧૮૪૪ માં જોડી દેવામાં આવ્યો છે.

ઇ. સ. ૧૪૧૨ માં અમદાવાદમાં મુસલમાન પાદશાહનું ઉપરીપણું જામ્યું. બેચરાથી ઈશાન કોણમાં સોલંકી સાથે લડાઇ કરી તેમને હરાવ્યા અને નસાડયા. તે પૈકી કેટલાકે લૂંટફાટ કરવા માંડી તે વખતે કેટલાક સરદારોએ પાદશાહની નોકરી કે મદદ કરવાના બદલામાં જમીનના પટા મેળવ્યા. કેટલાકોએ કોળીની કન્યા

પરણવાથી રજપૂતની જાત ખોઇ, પાદશાહે તેમને કેટલાંક ગામો બક્ષીસ આપ્યાં. તે પાલવી ઠાકોરો કહેવાય છે. સિહોરી, ઉણ, જુકોલી, વડા વગેરે તેમાંથી ઉતરી આવેલા છે.

ઘણા ભાગે તે વખતે ચોરી, લુંટફાટ, ધાડ પાડવી, વગેરે તોફાન ઘણાં થતાં હતાં, તે ડીસા કેન્ટોન્મેન્ટ અને પાલણપુર એજન્સિની સ્થાપના થવાથી હવે બંધ પડયાં છે. એથી જાગીરદારો પોતાની જાગીરો સંભાળી રહ્યા છે અને તોફાની લોકો સરકારના સખ્ત દાબને લીધે શાંત પડી ખેતી વગેરે ઉદ્યમે વળગ્યા છે.

**રાજ્યવહીવટઃ**—આ એજન્સિમાં **પાલણપુર** સંસ્થાન (એનો વિસ્તાર ૧૭૬૬ ચો. મૈલ એટલે એજન્સિના ૩.૬૨ ભાગ જેટલું) અને **રાધનપુર** સંસ્થાન (એનો વિસ્તાર ૧૧૫૦ ચો. મૈલ એટલે એજન્સિના ૫.૫૬ ભાગ જેટલું) એ બે પહેલા વર્ગનાં છે; **થરાદ** ચોથા વર્ગનું; **વાવ** અને **વારાહી** પાંચમા વર્ગનાં અને **દીઓદર** ખાનજીની જાગીર છઠ્ઠા વર્ગનું છે. આ સ્ટેટો કાઠિઆવાડ એજન્સિના સંસ્થાનિકો અને તાલુકાઓ પેઠે સરકારે નિર્ણીત કરેલી સત્તા મુજબ પોતે વહીવટ કરે છે. **ડીસા** કેન્ટોન્મેન્ટમાં બ્રિટિશ છાવણી છે. ત્યાં યુરોપીઅન માજીસ્ટ્રેટની સત્તા છે. અને દીવાનીમાં ડીસા સ્મોલકોઝ કોર્ટનો જુદો કાયદો છે.

બીજી બીન અધિકારવાળી નાની નાની જાગીરો જે ચાર થાણામાં મુકી છે અને જેનો વહીવટ ત્યાંના થાણદાર કરે છે. તેમને તથા હાલ **થરા** અને **મોરવાડ** (થરાદ સ્ટેટમાં) એ જાગીરોને દીવાનીમાં રૂ ૫૦૦ સુધીના દાવા ચુકવવાનો અને બીજા વર્ગના માજીસ્ટ્રેટ અને દીવાનીમાં રૂ ૫૦૦ સુધી દાવા ચુકવવાનો અધિકાર છે.

**તેરવાડા** તાલુકદારો, **સાંતલપુર** આદેશર ઠાકોર રવાજી સખાજીની જાગીર (ફક્ત ગઢસી તથા કલ્યાણપુર માટે) **અને ઢીમા** (વાવ સ્ટેટમાં),અને એમને ત્રીજા વર્ગના **માજીસ્ટ્રેટ** અને દીવાનીમાં રૂ ૨૫૦ સુધી દાવા સાંભળવાનો અધિકાર છે. ચારે થાણાનાં અ-વલકારકુનોને અને સુઈગામ તાલુકાને હાલમાં સરકારે ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર આપ્યો છે.

પાલણપુર અને રાધનપુર રાજ્યો અંગ્રેજ સરકારની વફાદા-રી માટે પ્રસિદ્ધ છે. પાલણપુરના રાજકર્ત્તાને "**દીવાન**" અને "**મહાખાન**"ના ખિતાબો દિલ્હીના પાદશાહો તરફથી અને "**મુઝ્ફ તુલમુલ્ક**"નો ખિતાબ અમદાવાદના સુલતાન તરફથી મળેલા છે. નામદાર અંગ્રેજ સરકારે પાલણપુરના હાલના રાજકર્તા **શેરમહું-મદખાનજી** સાહેબને સને ૧૮૯૩ માં કે. સી. આઈ. ઇ; સને **૧૮૯૯** માં જી. સી. આઇ. ઈ.; અને ૧૯૧૦ માં વંશપરંપરા માટે "**નવાબ**" સાહેબ એ ખિતાબો બક્ષ્યા છે. તેથી પાલણપુરના રાજકર્ત્તા **નવાબનો** ખિતાબ ધરાવે છે. રાધનપુર રાજ્ય પણ બ્રિ-ટિશ સરકારને વફાદાર છે. અને તેના રાજ્યકર્ત્તા મૂળથીજ નવાબ સાહેબ છે. પાલણપુર અને રાધનપુર એ બે સંસ્થાનોને ૧૧ તો-પની સલામીનું માન આપવાનું સરકારે ઠરાવેલું છે.+ વાવ સ્ટેટના રાજકર્ત્તા "**રાણાજી**" કહેવાય છે.

**પાલણપુર** અને **કાંકરેજ** ગાયકવાડ સરકારને ખંડણી આપે છે. તે સિવાયનાં સ્ટેટો, અને જાગીરો ગાયકવાડ કે બ્રિટિશ સર-કારને ખંડણી આપતાં નથી.

---

+ પાલણપુરના હાલના નવાબ સાહેબને તેમની જાતીકી સલામતી માટે ૧૩ તોપનું માન સરકારે બક્ષ્યું છે.

**રાજ્યપદ્ધતિઃ**—સંસ્થાનો અને તાલુકાઓમાં સારી રીતે રાજ્યવ્યસ્થા ચાલે તેથી સવડ મુજબ કેટલાંક સ્ટેટો ઉપર દેખરેખ રાખવા સરકારે એક અંગ્રેજ અમલદાર ઠરાવેલા છે. તેમના અધિકાર (સોંપેલા વિભાગ—એજન્સિ) માં એજન્સિની કુલ સત્તા છે.

પાલણપુર એજન્સિ ઇ. સ. ૧૮૧૭ માં સ્થાપવામાં આવી જેમ જેમ કામનો વધારો થતો ગયો તેમ તેમ **આસિસ્ટંટ પોલિટિકલ એજંટ** ( યુરોપીઅન ); **ડીસ્ટ્રીકટ ( પહેલાં પર્સનલ ) ડેપ્યુટી આસિસ્ટંટ** પોલિટિકલ એજન્ટ અને **હજુર** ( પહેલાં નેટીવ)-**ડેપ્યુટી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ** ( એ દેશી ) ત્રણ મદદનીશ નીમવામાં આવ્યા છે. તેમની મદદથી પોલિટિકલ એજંટ તમામ જાતની દેખરેખ રાખે છે.

ડીસ્ટ્રીકટ ડેપ્યુટી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ પોતાની સુંપરતનાં થાણું ઉપરાંત જમીતાલુકાઓની દેખરેખનું; હજુર ડેપ્યુટી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ ટ્રેઝરી ઓફિસર, અને અપીલ સંબંધીનું અને પાલણપુર હોસ્પિટલના આસિસ્ટંટ સર્જન જેલ સુપ્રીન્ટેન્ડેન્ટનું કામ કરે છે. આ એજન્સિનો વહીવટ કરવા માટે પાંચ **થાણાં કે** જિલ્લા ઠરાવ્યા છે દરેક થાણા માટે **થાણદાર** નીમેલા છે.

આ એજન્સિની સઘળી જમીન દેશી રાજની છે. એ જમીનની મહેસુલ ઉઘરાવવાને સારૂ મોટાં સંસ્થાનોના ભાગ પાડવામાં આવ્યા છે. મોટામાં મોટાં સંસ્થાન પાલણપુરને રાધનપુર છે તેના **તાલુકો—મહાલ કે તહેસીલ**માં વિભાગ કરેલા છે.

દરેક **તાલુકા** કે મહાલમાં એકેક **તહેસીલદાર, મહાલકરી** કે **વહીવટદાર** રહે છે. તે પરગણાની મહેસુલ ઉઘરાવે છે અને હિસાબ રાખે છે.

પાલણપુર અને રાધનપુર સંસ્થાનમાં મહાલના વહીવટ માટે તહેસીલદાર અને રાધનપુરમાં વહીવટદાર અને તજવીજદાર ઠરાવેલા છે. રાધનપુરમાં મહાલના તહેસીલો ઠરાવી, તે ઉપર તહેસીલદારો કે તલાટીઓ ઠરાવેલા છે. થાણામાં કારકુનો ઠરાવેલા છે. સ્ટેટોમાં તાલુકદાર પોતેજ અથવા તો તેમના કામદાર મહેસુલ ઉઘરાવે છે. જે તાલુકામાં અંગ્રેજ સરકારથી જમો છે. ત્યાં ત્યાંના જમીદાર મહેસુલ ઉઘરાવે છે. મોટાં સંસ્થાનોમાં જમીનનું મહેસુલ પરગણા, મહાલ, યા તાલુકાના તહેસીલદાર, મહાલકરી કે વહીવટદાર વસુલ કરે છે. નાના તાલુકદારો વસુલાતની જાતે દેખરેખ રાખે છે.

દરબારી ગામોમાં અનેક રીતે મહેસુલનો દર નક્કી કરવામાં આવે છે. છેક જંગલી લોકો પાસેથી દાતરડીવેરો, પાણીવેરો, કોદાળીવેરો, વગેરે લેવાય છે. ચઢતી સ્થિતિના જંગલી લોકો પાસેથી હળબંધી કે હળવેરો, અને વધારે સુધરેલા ખેડુતો પાસેથી વિઘોટી, ખાતાબંધી કે ખાતાવાર, ભાગબટાઇ કે ખલવાડથી અમુક રકમ લેવાય છે. કેટલેક ઠેકાણે જમીનની માપણી અને અને વર્ગણી કરી તેના દર નક્કી કર્યા પ્રમાણે મહેસુલ લેવાય છે. કેટલાક તાલુકાઓમાં મહેસુલ તરીકે પાકનો અમુક ભાગ લેવામાં આવે છે.

આગલા વખતમાં મહેસુલ ઉઘરાવવા માટે બરોબર બંદોબસ્ત

નહિ હોવાથી જમીન મહેસુલ બહુ ઉપજતું નહિ, હાલમાં તેમાં સુધારો થતો જાય છે જેમ કે જમીન માપણી થવાથી, અને જમીનના દર નક્કી થવાથી. હવે ભાગબટાઇ માટે ખલવાડ, કળતર વગેરે બંધ થતું જાય છે. વિઘોટીથી ખાતાવાર જમીનનું મહેસુલ નક્કી થતું જાય છે વળી રેલવે, વગેરે વેપારનાં સાધનો, રાજ્યવહીવટમાં સરકારની દેખરેખ અને બંદોબસ્ત અને જમીન મહેસુલની રીતમાં સુધારો થવાથી, આવકમાં વધારો થતો જાય છે.

**જંગલખાતું**:--પાલણપુર સંસ્થાનનો કેટલોક ભાગ જંગલોથી છવાયેલો છે. એ જંગલોમાં ઈમારતી કાટ અને વાંસ, મધ, મીણ, લાખ, ગુંદર વગેરે પુષ્કળ થાય છે. જંગલનો વિસ્તાર આશરે ૩૦૦ ચો. મૈલ છે. તેની પુરતી સંભાળ લેવામાં આવે છે તેથી જંગલની પેદાશ સારી થાય છે.

**ન્યાય ખાતું**:—હાલમાં આ એજન્સિમાં ૩૦ દીવાની કોર્ટો છે. તેમાંની ૯ અંગ્રેજ સરકારના તાબા હસ્તક છે પાલણપુર સંસ્થાનમાં મુખ્ય ૬ (પેટા કોર્ટો સિવાય) રાધનપુર સંસ્થાનમાં ૮ અને બીજી ૭ છે. એ રીતે ૨૧ દેશી રાજ્યોમાં છે.

ફોજદારી ફરિઆદનો નીકાલ તાલુકદારો સરકારે ઠરાવેલી વગંવારી પ્રમાણે કરે છે. સિવાય દરેક થાણામાં નાના નાના બીન હકુમતી તાલુકાઓ માટે બીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા ધરાવનારા થાણદાર નીમેલા છે. ડીસા કેન્ટોન્મેન્ટ માજીસ્ટ્રેટને પહેલા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા છે.

**પોલિસ ખાતું**:—આ એજન્સિમાં પાલણપુર અને રાધન-

પુર સંસ્થાનોમાં સ્ટેટનું પોલિસ ખાતું જુદું છે. તેના ઉપરીને પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ કહે છે. બીજાં સંસ્થાનો તેમજ હકુમતી તાલુકાઓમાં સ્ટેટના ખર્ચે પોલિસ રાખેલી છે. તેના ઉપરીને પોલિસ ઇન્સ્પેક્ટર કે ફોજદાર કહે છે.

આશરે ૧૦૦ વર્ષ ઉપર ગાયકવાડ સરકાર તરફથી આ એજન્સિમાં ખંડણી ઉઘરાવવા અને મુલકના બંદોબસ્ત માટે ગાયકવાડી સરંજામ ગાયકવાડી ઢબનાં ૬૮૬ ઘોડેસ્વાર માણસોનું અંગ્રેજ સરકારના તાબામાં સોંપવામાં આવ્યું હતું. આ લશ્કરનું ગાયકવાડ સરકારને દર વર્ષે ઘણું ખર્ચ થતું હતું તોપણ સંતોષકારક રીતે કામ થઈ શકતું નહિ તેથી ૧૮૮૫ માં તે લશ્કર કાઢી નાંખી અંગ્રેજી ઢબ પ્રમાણે પોલિસ રાખવા ઠરાવી અને ખર્ચ બદલ વર્ષે સીતેર હજાર રૂપિઆ કલદાર અંગ્રેજ સરકાર ખંડણીમાંથી વસુલ કરી લે એવું ઠર્યું. ત્યારથી પાલણપુરમાં એજન્સિ પોલિસનાં આશરે ૩૧૭ (ઘોડેસ્વાર તથા ફુટપોલિસ)નાં માણસો રાખવામાં આવ્યાં છે. અને તેના ઉપર આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબ પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટ એ હોદ્દાની દેખરેખ રાખે છે. તેમને મદદ કરવા માટે ડેપ્યુટી પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ, પોલિસ ઈન્પેકટરો, સબઇન્સ્પેટરો, (હેડ કવાર્ટર ચીફ કોન્સ્ટેબલ) એમ ચઢતા ઉતરતા દરજ્જા પ્રમાણે ઠરાવેલા છે. દરેક થાણાના હેડ ક્વાટરમાં મુખ્ય પોલિસ થાણાં મુકેલાં છે. અને બીજાં પેટા થાણાં પણ ઠરાવેલાં છે; આ એજન્સિનું સદર સ્ટેશન પાલણપુર હોવાથી બધી પોલિસ પાલણપુરમાં રહે છે અને અહીંથી થાણાંઓમાં મોકલવામાં આવે છે. પાલણપુર હેડ કવાર્ટરમાં ઉપરી તરીકે એક

સુબેદાર જેમને હેડ ક્વાર્ટર **ચીફ કોન્સ્ટેબલ**; અને ઘોડા પોલિસના ઉપરી જેને **રીસાલદાર** કહે છે. તેઓ હેડ ક્વાર્ટરમાં પોલિસની દેખરેખ રાખે છે. પાલણપુરનો કેટલોક ભાગ ડુંગરાઉ ભાગ અને મહેવાસી હોવાથી અહીંની પોલિસ હથિયારવાળી રાખેલી છે.

**કેળવણીખાતું**:—પાલણપુર અને રાધનપુર સંસ્થાનો પોતાની નિશાળોની દેખરેખ રાખે છે. અને વ્યવસ્થા કરે છે, જ્યારે બાકીનાં રાજ્યો, તાલુકાઓ અને થાણાંની નિશાળો સંબંધીનું બધું કામકાજ હાલમાં અમદાવાદ જિલ્લાના આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબ પાલણપુર એજન્સિમાં **ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર** તરીકે કરે છે.

અંગ્રેજી કેળવણી આપવા માટે હાલ પાલણપુર અને રાધનપુરમાં એકેક હાઇસ્કુલ છે. તેમાં સાતમા ધોરણ સુધી શીખવાય છે, તેમાં આશરે ૪૦૦ છોકરા અંગ્રેજી કેળવણી લે છે. આ સિવાય ડીસા કેમ્પમાં કેન્ટોન્મેન્ટ ફંડથી ચાલતી એંગ્લો વર્નાકયુલર સ્કુલ છે જેમાં ૩૬ વિદ્યાર્થી ભણે છે.

પ્રાથમિક કેળવણી આપવા માટે પાલણપુર સંસ્થાનમાં ૨૯ છોકરાઓની અને ૧ કન્યાશાળા; રાધનપુર સંસ્થાનમાં ૨૪ છોકરાઓની અને ૨ કન્યાશાળાઓ; અને એજન્સિના બીજા તાલુકાઓ અને થાણામાં મળીને આ એજન્સિમાં કુલ ૮૨ છોકરાઓની અને ૩ કન્યાશાળાઓ ગુજરાતી કેળવણી આપવા માટે સ્થાપવામાં આવેલી છે. તેમાં ૪૨૯૫ છોકરા અને ૩૨૨ છોકરીઓ કેળવણી લે છે. આ સિવાય ૫૫ ખાનગી શાળાઓ ચાલે છે તેમાં ૧૪૨૯ વિદ્યાર્થીઓ કેળવણી લે છે. ખાનગી શાળાઓમાં જૈનશાળા, સંસ્કૃત

પાઠશાળા, ઉર્દુ સ્કુલો વગેરેનો સમાવેશ થયો છે.

ડીસા કેન્ટોન્ટમેન્ટમાં તે ફંડથી અને ગુજરાતી શીખવવા માટે ગ્રાન્ટ ઈનએડેડ સ્કુલો છોકરાઓની ૩ ગુજરાતી, ૧ ઉર્દુ અને ૧ કન્યાશાળા છે. તેમાં ૨૭૧ છોકરા અને ૫૨ છોકરી ભણે છે.

વસ્તીના પ્રમાણમાં આ એજન્સિમાં ૧.૩ છોકરા કેળવણી લે છે. સરાસરી ૧૦૪ ગામે અને ૭૮.૯ ચો.મૈલે એક નિશાળ આવે છે.

રાધનપુર સંસ્થાનમાં મફત કેળવણી આપવામાં આવે છે.

**પુસ્તકાલય-લાઇબ્રેરી:—પાલણપુરમાં** " વિક્ટોરીઆ જ્યુબિલિ ઇન્સ્ટીટયુશન " **રાધનપુરમાં** " બીસ્મીલ્લાખાન બહાદુર લાઇબ્રેરી ", **સમીમાં** " ફ્રોગહીલ લાઇબ્રેરી ", અને **સાંતલપુરમાં** પણ નવી લાઇબ્રેરી થઇ છે.

**છાપખાનું:**—પાલણપુર અને રાધનપુરમાં ( "**મીસ્મીલ્લાખાન** " નામનું ) દરબારી છાપખાનાં છે.

**ગ્રેટ ટ્રીગનો મેટ્રીકલ સર્વેનાં મુખ્ય સ્ટેશનો:**—વરોના ( ડીસા ); સેતોરા, ( વડા-ધાનેરા ), અથેડાલ ( અટા-ધાનેરા ), કાંકરીઆલ ( નેનાવા ધનેરા ), છાનીઆના [ છાનીઆના-પાલણપુર ], જેરાજ [ જસોર ટેકરીને મથાળે-પાંથાવાડા ] વલ્લાદર ( વલ્લાદર-થરાદ , રાજુરા [ રાજકોટ-થરાદ ], હોનીટાલી [ બાલુત્રી-વાવ ], અને ( એવાલીઆ-સાંતલપુર ) એ દસ સ્થળે છે.

**વૈદ્યકખાતું—પાલણપુરમાં** સરકાર ખર્ચે ચાલતી " સ્કોટ મેમોરીઅલ " રાજ્યખર્ચે ચાલતી " ગુડફેલો "; રાધનપુરમાં રાજખર્ચે ચાલતી "સુલતાના જહાંન,"(સુલતાના જહાં)"ડાયમંડ જ્યુબિલિ

મેમેલ" એ હોસ્પિટલો છે. તેમજ રાધનપુર સંસ્થાનમાં **સમી, મુંજપુર, કુંવર, બલોધન, અને એક ફરતી એ પાંચ;** પાલણપુર સંસ્થાનમાં **ડીસાટાઉન, ડીસા કેમ્પ** ( જ્યુબીલી ) **અને** આનેરા; અને થરાદ, વાવ, થરા, એ ડીસ્પેન્સરીઓ તાલુકાના ખર્ચે અને સીહોરી, દીઓદર, વારાહી, અને સાંતલપુરમાં થાણાના ખર્ચે દવાખાનાં ખોલેલાં છે, કે જેથી રૈયત તેનો છુટથી લાભ લઇ શકે.

**વેકશીનેશન–શીતળા ખાતું**—શીળી ટાંકવા માટે ૧૨ વેકશીનેટરો રાખેલા છે. તેઓ સંસ્થાનોમાં મેડીકલ ઓફિસરની અને થાણાં અને તાલુકાઓમાં આસિસ્ટંટ સરજનની દેખરેખ નીચે કામ કરે છે.

**મ્યુનિસિપાલિટિ:**—પાલણપુર, રાધનપુર, ડીસાકેમ્પ વગેરે મહત્વનાં સ્થળે છે. તે શહેર સુધરાઇનું સઘળું કામકાજ કરે છે.

---

# પાલણપુર એજન્સિના રાજા રજવાડાઓના વર્ગ અને હકુમતના અખત્યારની વર્ગવારી.

**પહેલો વર્ગ.** સંસ્થાન (૨)

**૧ પાલણપુર સંસ્થાન. ૨ રાધનપુર સંસ્થાન.**

**હકુમતના અખત્યાર.**

**દિવાની:**—કુલ અખત્યાર.

**ફોજદારી:**—કુલ અખત્યાર પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ખુનનો ગુન્હાનો ઇન્સાફ કરી શકશે નહિ.

## ચોથો વર્ગ. (૧) થરાદ સ્ટેટ.

### હકુમતના અખત્યાર.

દિવાની—રૂ. ૧૦,૦૦૦ સુધી તેમાં ખાલસા અને જમૈયા ગામો.

ફોજદારી:—રૂ. ૫,૦૦૦ સુધી દંડ ત્રણ વરસની સખ્ત મજુરી સાથે કેદ.

## પાંચમો વર્ગ (૨)

(૧) વાવ. ૨. વારાહી (મલેક જોરાવરખાનજીની જાગીર)

દિવાની:—રૂ. ૫૦૦૦ સુધી.

ફોજદારી:—રૂ. ૨૦૦૦ સુધી દંડ, બે વરસની સખ્ત કેદ.

## છઠ્ઠો વર્ગ (૧) દીઓદર ખાનજીની જાગીર

દિવાની:—રૂ. ૫૦૦ સુધી.

ફોજદારી:—રૂ. ૨૦૦ સુધી દંડ, ત્રણ માસની સખ્ત કેદ.

### અ વર્ગ સિવાયના તાલુકા (૨)

(૧) થરા. (૨) મોરોલ (થરાદ સ્ટેટમાં) ×

દિવાની:—રૂ ૫૦૦ સુધી.

ફોજદારી:—બીજા વર્ગના માજીસ્ટ્રેટ એટલે રૂ. ૨૦૦ સુધી દંડ, ૭ માસની સખ્ત કેદ.

### બ વર્ગ સિવાયના તાલુકા (૪)

(૧) તેરવાડા; (૨) ઢીમા ( વાવસ્ટેટમાં ); (૪) સુઈગામ.

(૩) સાંતલપુર આદેસર ઠાકોર રવાજી લખાજી (ગઢસી અને કલ્યાણપુર માટે. )

× જમૈયા ગામ થરાદ તાબાનું હોવાથી હકુમત થરાદ સ્ટેટને છે.

**દિવાની:**—રૂ ૨૫૦ સુધી.

**ફોજદારી:**—ત્રીજાવર્ગના માજીસ્ટ્રેટ એટલે રૂ ૫૦ સુધી દંડ, એક માસની સખ્ત મજુરી સાથે કેદ.

# પ્રકરણ ૬ ઠું.

## જાણવા લાયક મુખ્ય સ્થળો.×

**પાલણપુર+** ( ૧૭,૨૨૧ ):—સંસ્થાનની રાજધાનીનું શહેર, એજન્સિનું સદર સ્ટેશન, રેલવે જંકશન સ્ટેશન અને પુરાતની ઐતિહાસિક સ્થળ છે. તે ચંદ્રાવતીના પરમાર રાજા ધારાવર્ષદેવ–રાજયોગીના ભાઇ પ્રહલાદદેવે વસાવ્યું હતું. તેથી તેને **પ્રહ્લાદપટ્ટણ** કહેતા હતા. સંવત શકની શરૂઆત પહેલાં બે સદી સુધી એ દેશ ઉજ્જડ રહ્યો હતો એમ કહેવાય છે. ત્યાર પછી **પાલનસી** ચહુઆણે તે મુલક ફરી આબાદ કર્યો. તેથી તેના નામ ઉપરથી શહેરનું નામ પાલણપુર પડયું. એ શહેરને ફરતો ઇંટ ચુનાથી ચણેલો કોટ છે. તે દિવાન બહાદુરખાનજીએ ઇ. સ. ૧૭૫૦ માં બંધાવ્યો હતો. કોટની ઉંચાઇ ૧૭ થી ૨૦ ફુટ અને જાડાઇ ૬ ફુટ છે. તે ઘેરાવામાં ૩ મૈલ છે. કોટને બુરજ વાળા સાત દરવાજા છે. તેના ખુણાઓમાં બુરજો છે. શહેરમાં ૪ જૈન દેરાસરો, ૧૭ કરતાં

× સ્ટેટો, તાલુકાની રાજધાનીનાં તથા થાણાનાં સદર સ્ટેશનોની કેટલીક જાણવા લાયક હકીકત સામાન્ય વર્ણનમાં આવી જાય છે, તેથી અહીં માત્ર અગત્યનાં સ્થળોનીજ હકીકત આપી છે.

+ વસ્તીના આંકડા માત્ર મુકાબલા માટેજ આપેલા છે.

વધારે મસીદો, દરબાર અને તેમાં સુંદર રાજમહેલો, હાથીખાનું, કોર્ટો, ઓફિસો, હાઈસ્કુલ, તાલુકા સ્કુલ, ઉર્દુ સ્કુલ, સ્કોટ કન્યાશાળા, બે જૈન કન્યાશાળાઓ, ચાર ગામઠી શાળાઓ, રાવજી વહોરાની મદ્રેસા અને લાયબ્રેરી, પોષ્ટ અને તાર ઓફિસ, લીજેટ મારકીટ, જેકશન હૉલ, વિકટોરિઆ જ્યુબિલિ ઇન્સ્ટીટયુશન, ગુડફેલો હૉસ્પિટલ, એજન્સિ હૉસ્પિટલ, જૈન હૉસ્પિટલ, સંસ્થાન અને એજન્સિની જેલો, તાલેબાગ, દરવાજા પાસે એજન્સિના ઉતારા સારૂ બાંધેલું મકાન, પોલિસ લાઇનો, શહેર બહાર પાંચમા જયોર્જ કલબ, પોલિટિકલ એજંટ સાહેબનો બંગલો, તેમની અને તેમના આસિસ્ટંટોની કચેરીઓ, હિંદુઓનાં બે મંદિરો, ત્રણ ધર્મશાળાઓ, મુસાફરખાનાં, શહેરથી ઉગમણી દિશાએ સૂરજપોળ અને સલામપરાના દરવાજા વચ્ચે કોટ બહાર ઊગમણી બાજુ તરફ આગળના રાજ્યકર્તા અને તેમના કુટુંબીઓની કબરો, તેમજ નકશી કોતરકામનાં મુસલમાની ઢબનાં સુંદર રોજા છે. " શેરમહંમદ મોહતાજખાના " બંધાવેલું છે. તેનો મુખ્ય હેતુ તેમાં માબાપ વગરનાં અશકત અને અપંગો હોય તેમને અહીં પાળવાનો છે. સ્ટેશન નજીક પાતાળેશ્વર શિવાલય છે. ત્યાં સિદ્ધરાજ જયસિંહનો જન્મ થયો હતો. સ્ટેશનને રસ્તે કુંવરબાઇ બાગ છે, " દીલખુશાલ " બાગ ઘણો સુંદર અને શોભીતો છે. બાગ વચ્ચે ઉતારા માટે ફરનીચર સાથેના સુંદર બંગલા છે. અહીંના બગીચા સુંદર અને સારી સ્થિતિમાં છે. રેલવે સ્ટેશન સામેની બાજુએ ગેસ્ટ હાઉસ બંધાય છે. તેની નજીકમાં **કીર્તિસ્થંભ** નો પાયો નાંખવાની ક્રિયા થઇ છે. ઠામ ઠામ કૂવા હોવાથી નાની નાની વાડીઓમાં ફૂલ છોડ, શાક-

ભાજી, ફળફળાદિનાં ઝાડ નજરે પડે છે. ગોબરી તળાવની ચોતરફ આંબાવાડીઆનાં ઝુંડ છે.

મીરાંના દરવાજે એક *મુરસદ અને +અનવરકાજી એ બે ઓલીઆના રોજા છે, અહીં દશેરા ઉપર મોટો મેળો ભરાય છે. તે દસ દિવસ સુધી રહે છે. તેમાં ઘણાં માણસો એકઠાં થાય છે. અને અમદાવાદ, પાટણ વગેરે સ્થળેથી માલ વેચવા વેપારીઓ આવે છે. રાત્રે ઘણી ગીરદી થાય છે તેથી રાજ તરફથી વીજળી લાઇટ અને ચોકી પહેરાનો સારો બંદોબસ્ત રહે છે.

શહેર વચ્ચે રાજગઢી છે તેની બન્ને બાજુએ દરવાજા છે. તેમાં થઇ રસ્તો નીકળે છે. રાજગઢીમાં રાજની તમામ ઓફિસો છે. ઉગમણી બાજુના દરવાજે હાથીખાનું છે. ત્યાં હાથી બંધાય છે. પશ્ચિમ ભણીનો દરવાજો ઘડીયાળનો દરવાજો કહેવાય છે.

શહેર સુધારા માટે મ્યુનિસિપાલિટિ સ્થાપી છે. શહેરમાંથી સ્ટેશન અને રેસીડેન્સી સુધી અને બજારોના રસ્તા બાંધેલા છે.

અહીં રવચંદ મહેતાની કંપનીમાં તીજોરીઓ તથા તાળાં, અને જીવરાજ તલકચંદે ઉભી કરેલી હેન્ડલુમ ફેકટરીમાં સુતરાઉ અને રેશમી કાપડ ઉત્તમ બને છે. લુહારકામ, મોચીકામ અને બીજા કામની કારીગરી પણ ઉત્તમ થાય છે. શહેર નજીક ઉત્તમ જાતની કમોદ ડાંગર પાકે છે. વળી સુગંધી ફૂલો, કેરી, બીજોરાં વગેરે થાય

---

* મુરસદ—અફઘાનિસ્તાનના રહીશ હતા અને તે પસ્તુ ભાષા બોલતા હતા.

\+ અનવરકાજી—વીશનગરના રહીશ હતા, તેમણે અનવર-કાવ્ય-ભજનાવળી રચેલી છે.

છે. ચંપો, કેવડો, ગુલાબ, મોગરો, વગેરેનું ઊંચા પ્રકારનું અત્તર બને છે. અને તેની ખરીદી માટે રાજપુતાના અને ઉત્તરહિંદથી દુરના વેપારીઓ આવે છે. અહીં મસી એવી સારી થાય છે કે તે મક્કા સુધી જાય છે.

અહીં ૮૫૬૨ પુરૂષ, ૮૬૫૯ સ્ત્રીઓની વસ્તી છે. તેમાં ૮૬૨૨ હિંદુ, ૬૦૮૭ મુસલમાન, ૨૪૩૮ જૈન, ૧૯ ક્રિશ્ચિઅન અને ૧૫ પારસી છે. અહીંના જૈનો પૈસાદાર છે. એકંદરે આ શહેર ગુજરાત, મારવાડ, શિરોહી અને ઉત્તરહિંદને સક્રમણ કરતું હોવાથી તેમજ ભવ્ય મકાનો, બગીચા અને બંગલા વગેરેથી સુશોભિત અને જોવા લાયક છે.

રાધનપુર (૧૧,૫૬૭):—એ સંસ્થાનની રાજગાદીનું શહેર ફતેહખાન બલોચ જમીનદારના કુટુંબમાં રાધનખાન થયા તેમના નામ ઉપરથી પડયું છે.એને ફરતો પતથર તથા ઇંટથી બાંધેલો ૨૦થી ૨૫ ફુટ ઉંચો કોટ છે. તેમાં બારાં મૂકેલાં છે. તેના દરેક ખુણામાં બુરજો છે. તેને આઠ દરવાજા છે. તેનો બન્ને બાજુએ બુરજો છે. અને મોખરામાં બહાર કોટ છે તેની એક બાજુ તળાવ ઉપર છે. શહેરમાં રાજગઢીમાં સુંદર અને વિશાળ મ્હેલો [ હવા, દીલખુશ, પોલન, કોગહીલ, વગેરે), સુંદર બાગો અને તેમાંના સુશોભિત ભપકાદાર બંગલા, ફુવારો, શેઠ કમળશીનું વિશાળ જૈન દેરાસર, તાલુકાસ્કુલ, કન્યાશાળા, પોષ્ટ અને તારઓફિસ, છાપખાનું, શહેર બહાર રેવિન્યુ ઓફિસર ચંદુલાલ હરિલાલ ઠાકોરે બંધાવેલ જોરાવર ટેન્ક, અને ગાર્ડન ( બગીચો ), "હીઝ રોયલ હાઇનેસ પ્રિન્સ ઓફ વેલ્સ રેસ્ટ હાઉસ" અનાથા-

અમ, ( જ્યાં ગરીબોને સદાવ્રત અપાય છે ), લાલબાગ અને તેમાંનો સુંદર મહેલ, બંગલા, કોર્ટો, ઓફિસો, હાઇસ્કુલ, હોસ્પિટલ, જ્યુબિલિ ફ્રિમેલ હોસ્પિટલ, બગીચા, લાઇબ્રેરી વગેરે સ્થળો ખાસ જોવા લાયક છે. શહેર બહારના ફતેસર બાગથી મીરાં દરવાજા સુધી સડક બાંધેલી છે. ફતેસર તળાવ વચ્ચે સુંદર બંગલો તથા બગીચો છે. એકંદરે આ શહેરમાં ઘણાં સુંદર મકાનો અને બગીચા છે. મ્યુનિસિપાલિટિ છે, તે શહેર સુધારાનું કામ કરે છે. અહીંઆં જૈનોનાં ૮૦ ઉપરાંત દેરાસરો અને ગોવર્ધનલાલજીનું વૈષ્ણવ મંદિર એ જોવા લાયક છે, અહીં શ્રાવણના ત્રીજા રવિવારે પદ્માવતીનો મેળો ભરાય છે. રાધનપુરમાં પિત્તળનાં વાસણો ઠીક થાય છે. તે કચ્છના રણ લગતું હોવાથી અને આસપાસની જમીન જોઇએ તેવી રસાળ નહિ, તેથી હુન્નર, કારીગરીના ઉદ્યોગો ચાલતા નથી. તેથી વસ્તીમાં વધારો થતો નથી. આ શહેરમાં ૫૬૧૬ પુરૂષ, અને ૫૯૫૧ સ્ત્રીઓની વસ્તી છે. તેમાં ૫૩૫૮ હિંદુ, ૪૦૨૪ મુસલમાન, ૧૮૩૦ જૈન, ૨૪૧ એનીમીસ્ટીક (ધર્મ એટલે શું તે નહિ સમજનારા—ડુંગરી ભીલ, ગરાસીઆ જેવા), ૮ પારસી અને ૬ ક્રિશ્ચિઅન છે.

**ડીસાકેન્ટોન્મેન્ટ** (૭૧૧૭):—બનાસના ડાબે કાંઠે સને ૧૮૨૧ માં બ્રિટિશ સરકારના યુરોપીઅન અને દેશી લશ્કર માટે બાંધેલું છે. તેને ડીસા કેમ્પ—છાવણી કહે છે. અહીં બ્રિટિશ હકુમત છે. લશ્કર પ્રથમ કરતાં કમી રહેતું હતું. છાવણીનું ખર્ચ કેન્ટોન્મેન્ટ ફંડ આપે છે. અહીં એંગ્લો વર્નાકયુલર સ્કુલ, ગુજરાતી સ્કુલ, ગ્રાન્ટ મેળવતી કન્યાશાળા અને બીજી ત્રણ સ્કુલો સિવાય સરકારી તારઓફિસ, પોષ્ટઓફિસ, દવાખાનું, પોલિસથાણું, ન્યાય કોર્ટ, બે ખ્રિસ્તી દેવળો,

સીવીલ જેલ, અને પાલણપુર રાજ્યની હવેલી છે. અહીંનાં હવાપાણી ઘણાં સારાં છે. અહીં મ્યુનિસિપાલિટિને લીધે સ્વચ્છતા અને શોભા ઠીક છે. નદીના પાત્રમાં અને કૂવાથી બટાટા, શાકભાજી, કેળાં, લીંબુ વગેરે ઘણી જાતનાં ફળ, ફુલ થાય છે. તે પીઠાનું સ્થળ હોવાથી આસપાસનાં ગામડાંમાંથી અનાજ, ઘી, વગેરે માલ વેચાવા આવે છે.

**ડીસા** (૨૭૫૩):—બનાસના કાંઠે તાલુકાનો એ મુખ્ય કસબો છે. પ્રથમ અહીં **ફરૂકાબાદ** નામનું મોટું શહેર હતું અને વસ્તી ઘણી હતી પણ દુકાળ, રોગ વગેરે આફતોથી લોકો ઉચળી ગયા, તેમાંના જે વાણીયા બહાર ગયા તે **ડીસાવળ** કહેવાય છે. તેમની કુળદેવી **સિદ્ધેશ્વરીનું** અહીં વિશાળ દહેરૂં છે. આગળ અહીં રાજધાની હતી. તેને ફરતો કોટ હતો હાલ તેની નિશાનીઓ છે તેને ફકત ત્રણ દરવાજા છે. સ્ટેશન જવાના માર્ગે **સત્તરાસૈદ** ( સત્તર સૈયદો કે જે લડાઇમાં મરી ગએલા)નું કબરસ્તાન છે. ડીસામાં જુનો દરબાર છે. તેમાં તહેસીલદાર કોર્ટ, તાલુકા સ્કૂલ, પોસ્ટ ઓફિસ, દવાખાનું અને પોલિસ ફોજદારની કચેરી છે. નદી કાંઠે શાકભાજી, રેટી, તડબુચ વગેરે ઘણું થાય છે તેમાં બટાટા બહારગામ જાયછે.

**સમી** (૩૦૧૯):—એ સમી મહાલનો રાધનપુરથી ઉતરતો કસબો છે. તેની આસપાસ ફરતો ૨૦ થી ૨૫ ફુટ ઉંચો મજબુત કોટ છે, તેને દરવાજાની બાજુએ બુરજો છે. તેની આગળ બહાર કોટ છે. અને શહેરની એક બાજુ ઉંડા તળાવથી રક્ષિત થએલી છે. એ તળાવ ઉપર ઝુકી રહેલો એક મહેલ છે. પણ તે સારી હાલતમાં નથી. અહીં રૂ લોઢવાનાં ત્રણ જીનો, સુરોખાર બનાવવાનું

કારખાનું, તાલુકા સ્કુલ અને બ્રાંચ પોષ્ટઓફિસ છે. અહીંનો બાગ સારી હાલતમાં છે. રાધનપુરથી અહીં સુધી સડક છે.

**રાજપુર** (૨૨૬૨):—બનાસ કાંઠે મહંત બાવાનું રાજગાદીનું ગામ છે. રેવિન્યુ પેદાશ મહંત બાવા લે છે. દીવાની ફોજદારી પાલણપુર રાજ્યની છે. અહીંના મહંત શિવધર્મી તપસ્વી અતીત છે. અહીં નિશાળ છે. આ સ્થળ ડીસા અને ડીસા કેમ્પ નજીક છે.

**કાણોદર** (૨૮૧૦):—એ પાલણપુર તાલુકામાં છે. અહીં મુમનની વસ્તી વિશેષ છે. તે વણાટનો ધંધો કરેછે અને મોટા વેપારી છે, કેટલાક મુંબાઈમાં ઘરની કે ભાડાની ગાડીઓ ફેરવે છે. અને કેટલાક દૂધની ડેરી રાખી દુધ વેચવાનો ધંધો કરે છે. ઠાકરડા કે ઢેડ વણકરની વસ્તી પણ અહીં ઝાઝી છે, અહીંનું કાપડ મદ્રાસ અને અરબસ્તાન સુધી જાય છે. ગજીઆં, રૂમાલ, સીરખોનાં ખોળીઆં, ચોફાળ, ઇલાયચા, કાપડાંના બરનું, વગેરે સ્ત્રી ઉપયોગી કાપડનો સારો બર, શેતરંજીઓ અને પાટીઓ વણાય છે. અહીંનો માલ ઉમરદસી સ્ટેશનેથી બહારગામ ચઢે છે. અહીં મસીદ, એક જુના વખતની વાવ છે જે **ખોખરાની મઢી**, અને એક વડછે તે **સમશેર વલ્લી** એ નામે ઓળખાય છે. ફલોર મિલ ( દળવાની ઘટી ), ઓઇલ પંપ ( પાણી ખેંચવાનો સંચો ), નિશાળ, બ્રાન્ચ પોષ્ટ ઓફિસ વગેરે છે.

**મેતા** ( ૨૦૧૦ ):—વડગામ તાલુકામાં, એ વેપારના પીઠાનું ગામ છે. પૂર્વમાં ઉમરદસી નદી વહે છે. તેની પાસે કાળકા માતાનું દહેરૂં છે. અહીં ભાદરવા સુદી ૧૫ મેળો ભરાય છે. વળી નદી કાંઠે મુમનોના પીર સાહેબનો રોજો છે ત્યાં ઓરસ ભરાય છે. સિવાય જૈન દેરાસર છે. પશ્ચિમ તરફ ચારેક ગાઉ છેટે **મેતરાણા** જૈનનું

તીર્થ સ્થળ છે. અહીં કાર્તિકી અને ચૈત્રી પુનેમે યાત્રાળુઓ આવે-છે. અહીં મુમન અને જૈનની વસ્તી સારી છે. અહીં નિશાળ અને પ્રાન્ચ પોષ્ટ ઓફિસ છે.

**વડગામ** ( ૨૦૩૫ ):—એ પહેલાં ભાયાતોની રાજધાની હતી તે વખતનો દરબારી મુકામ છે. હાલમાં મેતા અને ચિત્રોડા મહાલ કાઢી નાંખી વડગામ નવો મહાલ કર્યો છે તેનું મુખ્ય સ્થળ છે. અહીં બ્રાહ્મણ અને ભોજકની વસ્તી વિશેષ છે, આ તાલુકામાં શેરડી ઘણી થાય છે અને તેનો ગોળ બને છે તે બાદરશાહી કહેવાય છે. આ તાલુકો ધાણધાર કહેવાય છે. અહીં તમામ જાતની રસાળ પાકે-છે. આંબાનાં ઝાડો ઘણાં છે. ધાંણધારની કેરી વખણાય છે. સિવાય મહુડા, રાયણ, જાંબુ અને બોર પણ ઘણાં પાકે છે.

**ગઢ** ( ૨૮૧૫ ):—લડબી નદી ઉપર ગઢ તાલુકાનું મુખ્ય અને પીઠાનું ગામ છે.

**માલણ** ( ૨૪૪૦ ):—પ્રાચીન ખંડેરો ઉપરથી તે જુનું ગામ હશે એમ જણાય છે. લોકો પાસેના ડુંગરોમાંથી બળીતાં કાપી લાવી ઉંટપર લાદી પાલણપુરમાં વેચે છે. અહીંના ડુંગરી લોકને ડુંગરી ગરાસીઆ કહે છે. અહીં શેરડી, બાદરશાહી ગોળ, કમોદ ડાંગર, વરી, વગેરે, અને ડુંગરોમાં મધની પેદાશ થાય છે. અહીં નિશાળ, જુના વખતની મસીદ અને કમાલુદ્દીન પીરની કબર છે. ત્યાં વર-સમાં એકવાર મેળો ભરાય છે.

**ધાનેરા** ( ૨૧૯૩ ):—એ મહાલનું મુખ્ય ગામ મારવાડની સરહદ ઉપર આવેલું છે, અહીં રાવજી વહોરા અને વાણિયાની વસ્તી છે. વહોરાની કોમ વેપારી હોઇ પરદેશ સાથે વેપાર કરેછે

અને સારી કમાણી કરી મોટી સુંદર ઈમારતો બંધાવે છે, અહીં ઘી ની આવક વિશેષ છે તે તળપદાથી ઉતરતું-ખડનું ગણાય છે. ગામમાં ઉજળામણ નથી અહીં કૂવા બહુ ઊંડા છે. અહીં તેહેસીલદાર અને પોલિસ કચેરીઓ, સ્કુલ, ધાન્ય પોષ્ટ ઓફિસ અને દવાખાનું છે.

**ખીમત** ( ૨૦૩૨ ):—એ ધાનેરા તાલુકામાં મોટું ગામ છે. અહીંના ઠાકરડા ગરાસીઆ છે તેમના તાબામાં ૭ ગામ છે. તેમાં પાલણપુર રાજનો ભાગ છે અહીં પોલિસ ફોજદાર રહે છે.

**પાંથાવાડા** (૧૫૮૨):—એ તાલુકાનું ગામ છે. અહીંના લોકો પૈસે ટકે સુખી છે. રીત રિવાજ મારવાડી છે. તેમજ પહેરવેશ પણ ઘણો ખરો મારવાડને મળતો આવે છે. અહીં જૈન તથા નાગોરીની વસ્તી વિશેષ છે અહીં તહેસીલદાર અને ફોજદારની કચેરીઓ, અને સ્કુલ છે.

**શેહ** (સ્ટેશન ૪૩૬, ગામ ૨૧૨):—એ ડાભેલા પેટા મહાલનું મુખ્ય ગામ છે. પ્રથમ અહીં થઇ અંબાજી યાત્રાર્થે મોટા સંઘ જતા હતા. અહીંથી અંબાજી જવાનો રસ્તો મોટા ખર્ચે છપના દુકાળમાં તૈયાર કરાવ્યો છે. અહીં વસ્તી કોળીની છે. સ્ટેટ તરફથી તહેસીલદાર રહેછે. અહીં લાકડાના કોયલા, અને ઘાસની પેદાશ થાય છે. સિવાય બલીતાંનો ઠેકો છે. ગુંદર, મધ, વગેરે નીપજે છે. ચારીએણ લોકો ઢોર ચરાવવા અહીં આવે છે.

**જેથી** (૨૬):—એ જેથી પેટા મહાલનું નાનું ગામડું છે. અહીં ચારીએણ રબારી બેસે છે અને ઘી એકઠું કરી પાલણપુરમાં વેચે છે. આસપાસની પડતર જમીન નડીઆદ વગેરેના લોકો રાખી તેમાં

તમાકુ વગેરે વાવે છે, નજીકના ડુંગરોમાંથી ખનિજ પત્થર અને કેટલીક ધાતુઓ શોધી કાઢવાનો સ્ટેટ તરફથી પ્રયત્ન ચાલુ છે. અહીં થરાદની, અને જમીન તથા પત્થરની પેદાશ સ્ટેટનેથાય છે.

**મુંજપુર** ( ૧૨૯૫ ):—એ મહાલનો મુખ્ય કસબો છે. અહીં એક સારું તળાવ, રૂ પીલવાનું એક જીન, સ્કુલ, અને પોષ્ટ ઓફિસ છે. અહીંના વેપારીઓ પહેલાં ઘોઘેરા બંદર સાથે અને હાલમાં વીરમગામ અને માંડળ સાથે સારો વેપાર કરે છે.

**લોલાડા** ( ૧૨૦૭ ):—એ રાધનપુર સંસ્થાનમાં મોટું ગામ છે. અહીં બે રૂ પીલવાનાં જીનો, સ્કુલ અને પોષ્ટ ઓફિસ છે.

**પંચાસર** ( ૧૦૯૮ ):—એ પ્રાચીન ઐતિહાસિક સ્થળ છે. ગુજરાતના ચાવડા રાજા જયશિખરનું ઇ. સ. ના સાતમા સૈકામાં રાજધાનીનું શહેર હતું. પાછળથી તેનો નાશ થયો. હાલમાં તેનાનું ગામડું છે. આજુબાજુ જુનાં શહેરનાં ખંડેરો માલમ પડે છે.

**વાઘેલ** ( ૭૦૨ ):—એ રાધનપુર સંસ્થાનમાં ઐતિહાસિક સ્થળ છે, અહીં આસો સુદી ૧૦ ના રોજ મેળો ભરાય છે. અહીં વાઘેલા રજપૂતોએ પત્થરથી બાંધેલું વિશાળ તળાવ છે.

**થરાદ** ( ૩૫૯૦ ):—એ થરાદ સ્ટેટનું રાજધાનીનું સ્થળ છે. સંવત ૧૦૧ માં થર્પાલધરૂએ વસાવેલું તે ઉપરથી આ કસબાનું નામ થરાદ પડયું છે એવી દંતકથા છે. અહીં થરાદ દરબારની કુળદેવી નારણદેવીનું જૂનું મંદિર, કેટલાંક જૈન દેરાસરો, દરબાર એંગ્લો વર્નાક્યુલર સ્કુલ, ગુજરાતી નિશાળ, કન્યાશાળા, દવાખાનું, અને બ્રાન્ચ પોષ્ટ ઓફિસ છે. અહીં વેપાર સારો ચાલે છે. નારણદેવીની યાત્રાર્થે ઘણા યાત્રાળુઓ આવે છે.

**વાવ** ( ૨૮૮૧ ):—વાવ સંસ્થાનનું રાજધાનીનું સ્થળ ડીસાથી ૪૨ મૈલ અને પાટણથી ૫૧ મૈલ દૂરે છે. ઇ. સ. ૧૨૪૪ માં વજાજીએ થરાદ પાછા આવી ત્યાં વાવ બાંધી, અને થરાદના મુલતાણીઓના હુમલા પાછા હઠાવી રાણાનો ખિતાબ ધારણ કર્યો. પોતે વાવ બાંધેલી તે ઉપરથી તે કસબાનું નામ વાવ આપ્યું. વાવના રાણાજી દિલ્હીના ચોહાણ રાજા પૃથુરાજ સાથે સગાઇનો દાવો ધરાવે છે. અહીં દરબાર, સ્કુલ, બ્રાન્ચ પોષ્ટ ઓફિસ અને દવાખાનું છે.

**સુઇગામ** ( ૧૭૧૨ ):—સુઇ રબારીના નેસડા આગળ રાણા પચાણજીએ સંવત ૧૬૨૫માં પાયો નાંખ્યો હતો તે નામ પડયું છે. તે એ તાલુકાનું મુખ્ય સ્થળ છે. અહીં દરબાર, નિશાળ અને બ્રાન્ચ પોષ્ટ ઓફિસ છે.

**થરા** ( ૨૪૫૫ ):—એ કાંકેજમાં સૌથી અગત્યનું સ્ટેટ છે. અને સૌથી મોટું અને વેપારી સ્થળ છે. અહીં તાલુકા સ્કુલ, કન્યાશાળા, દવાખાનું, બ્રાન્ચ પોષ્ટ ઓફિસ, એજન્સિ પેટા પોલિસ થાણું અને દરબાર છે. અહીં શ્રાવણ સુદી ૧૫ ( બળેવ ) અને કારતક સુદી ૧ ના રોજ મેળા ભરાય છે. અહીં મોટું જૈન દેરાસર જોવાલાયક છે.

**સાંતલપુર** ( ૧૫૭૦ ):—એ તાલુકાની રાજધાની અને થાણાનું હેડકવાર્ટર છે, તે **શાન્તા ઝાલા ગીદીએ** વસાવ્યું હતું તે ઉપરથી તેનું એ નામ પડયું છે. અહીં દરબાર, થાણા કોર્ટ, એજન્સિ પોલિસ થાણું, દવાખાનું, નિશાળ અને બ્રાન્ચ પોષ્ટ ઓફિસ છે. તેની પાસેનો ડુંગર કે જે **આલુવાસ** કહેવાય છે ત્યાં

કાઇક ઠેકાણેથી રંગબેરંગી અકીક જેવા પત્થરો, નીકળે છે. તેમજ ખાડી, ખડી અને માથે નાંખવાનો મેઢ-માટી પત્થરની છીપરો, અને ચીરોડી નીકળે છે. ( તે પ્લાસ્ટર ઓફ પારીસના કામમાં આવે છે. )

**સીહોરી** ( ૧૮૦૮ )-એ કાંકેજ થાણા અને તાલુકાનું સદર સ્ટેશન છે. નિશાળ બ્રાન્ચ પોષ્ટ ઓફિસ અને દવાખાનું છે. અહીં ગાય માતાનું ધામ છે અહીં ગાય જીવતી સમાઈ જવાથી દહેરૂં બંધાવેલું છે તેમાં ગાય માતાની મૂર્તિ છે. અહીં આસો સુદી ૧૫ અને અહીંથી એક ગાઉ છેટે બનાસના કાંઠે **માંડળેશ્વરનું** શિવાલય છે ત્યાં શ્રાવણ વદ ૦)) મેળા ભરાય છે.

## જાણવા લાયક યાત્રાનાં સ્થળો.

---

**બાળારામ મહાદેવ**—પાલણપુરથી જતાં ચિત્રાસણી પાસે ઉગમણી બાજુએ બાળારામ નદી કાંઠે બહુજ રમણીય અને ઇશ્વરી લીલાથી ભરપુર વનમાં નાની સુંદર ડુંગરી-ટેકરી ઉપર બાળારામનું શિવાલય આવેલું છે. તેની પાસે ધર્મશાળા છે. પાસે નદીનો વહેળો છે તેમાં બારેમાસ ડુંગરાના ઝરણનું પાણી ભરાએલું રહે છે. અહીંની ઝાડીમાં ભમરા તથા માખીઓ ન મધ બેસે છે. નજીકમાં કાચરીનું જંગલ છે ત્યાં જંગલી જનાવરો-વાઘ, ચિત્તા, અધવધા વગેરે માલમ પડે છે. અહીં શ્રાવણમાં દર સોમવારે મેળો ભરાય છે. તેમાં છેલ્લા સોમવારના મેળામાં ઘણાં માણસો એકઠાં થાય છે.

**પાતાળેશ્વર**—પાલણપુર શહેરમાં એ શિવાલય છે અને તે જમીનની અંદર હોવાથી તેનું એ નામ પડેલું છે. અહીં ગુજરાતના સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહદેવનો જન્મ થયો હતો અને તેણેજ આ શિવાલય બંધાવ્યું હતું એમ કહેવાય છે.

**સદ્ધ—સિદ્ધમાતા—સિધ્ધેશ્વરી**—એ દેવીનું ડીસામાં ઘણી સરસ બાંધણીનું બહુચરાજીના દહેરાને મળતા ઘાટનું પત્થરનું બાંધેલું વિશાળ દેવાલય છે. અને તેની ચોતરફ પત્થરથી બાંધેલી એવડી મોટી વિશાળ ધર્મશાળા છે કે જેમાં પાંચ હજાર માણસો સમાઇ શકે. દરવાજા ઉપર ચોઘડીઆં વાગે છે. સિદ્ધમાતાના સેવકો **દશાદીશાવળ** વણિક કહેવાય છે તેઓ આ દેવીને પોતાની **કુળદેવી** માનેછે. તેથી ચૈત્ર સુદી દસમે સિદ્ધમાતાની ઊજાણી કરે છે. આ દેવીને **ઉમીયાજી** પણ કહે છે. દરેક પુનેમે થોડા ઘણા યાત્રાળુઓ આવે છે. આસો અને કાર્તિકી પુનેમ ઉપર માતાજીનો વરઘોડો નીકળે છે ત્યારે સિદ્ધપુરથી ભાવિક સેવકો ત્યાં આવે છે તેમનો મોટો સંઘ—મહાજન—સેવકો એક સંમત થઇ સર્વને ખબર આપે છે તેથી બે ત્રણ હજાર માણસો ભેળા થાય છે પણ તે માટે નિયમિત વખત મુકરર કરેલો નથી. અહીં શ્રાવણ વદી આઠેમે-જન્માષ્ટમીએ મેળો ભરાય છે.

**ધરણીધરજી કે રણછોડજી**—વાવ તાબાના ઢીમા જાગીરદારના મુખ્ય સ્થળ ઢીમામાં એ પવિત્ર અને મોટું ધામ છે. અહીં ડાકોરજીના રણછોડના જેવીજ બહુ રમણીય મૂર્તિ, ગોમતી જેવું એક તળાવ, અને ચોતરફ ધર્મશાળા છે. ત્યાં સેંકડો ગાઉથી લોકો યાત્રાર્થે આવે છે. દર સાલ ફાગણ સુદી ૧૫ અને જેઠ

સુદી ૧૧ અહીં મોટા મેળા ભરાય છે. ડાકોર અને દ્વારકાંમાં જેમ લોકો તપ્તમુદ્રા ( છાપ ) લેછે તેમ અહીં પણ લેછે. અહીં મૂળેશ્વર મહાદેવનું જુનું દહેરૂં પણ છે.

**પારસનાથ–પાર્શ્વનાથ**–પાલણપુર સંસ્થાનમાં ભીલડી×(૪૭૦) ગામે ભીલડીઆ પારસનાથ એ નામનું પુરાતન જૈન દેવાલય છે. અહીં માગસર વદી દશમે મોટો મેળો–યાત્રા ભરાય છે. આ દેવાલયની ચોતરફ ધર્મશાળા છે. અહીં જૈનો તરફથી યાત્રાળુઓને રાંધવાનાં વાસણો તથા ગોદડાં વગેરે અપાય છે. અહીંના દેવાલયના વહીવટ ઉપર ડીસાના મહાજનની દેખરેખ છે.

**રૂપાલ** ( ૯૯૬ )–એ વડગામ તાલુકામાં આવેલું છે. અહીં શીતળા માતાનો શીળી સાતેમના મોટો મેળો ભરાય છે.

**રામાપીર** છાપી (૮૧૭):–એ રેલ્વે સ્ટેશન છે ત્યાં પાંચેક વર્ષથી **રામાપીરનો** મેળો દરવરસે ભાદરવા સુદી ૧૧ ના રોજ ભરાય છે. તેમાં હજારો માણસો ભેળાં થાય છે. તેમાં મુખ્યત્વે ઢેઢ લોકો વધારે હોય છે,

**સીણાદ–શ્રીનાડ** (૫૨૮):–ડીસા મહાલમાં છે અહીં શિવાલય છે અને શ્રાવણ માસમાં બીજે સોમવારે મેળો ભરાય છે.

---

× ભીલડી માટે દંતકથા છે કે—ત્યાં પ્રથમ ત્રંબાવટી નગરી હતી પણ તે દટણ થઇ ગયાથી હાલ તેનાં ખડેરો માલમ પડે છે. તેમાંથી કેટલેક ઠેકાણેથી આરસ પત્થરો ખોદી કાઢેછે. પણ અહીં આરસ પત્થરની ખાણ નથી.

ભીલડીથી રામસણ સુધી બાર ગાઉનું ભોંયરૂં છે, પણ હાલમાં તે દટાઈ ગએલી સ્થિતિમાં છે,

**લોટેશ્વર*** (૧૪૩):-મુંજપુરની પશ્ચિમમાં **લોટામાં** એ શિવાલય છે. ત્યાં ફાગણ વદ ૦)) મોટો મેળો ભરાય છે. ત્યાં એક કુંડ છે. જેને ભૂત વળગ્યાનો વહેમ હોય છે તે ધણી ધણીઆણી સજોડે લાગલગાટ ત્રણ વર્ષના મેળે આવે છે. તેથી જોનારને ઘણી મજા પડે છે. હિંદુસ્તાનના ઘણા ભાગમાંથી ઘણાં માણસો આ મેળામા આવે છે. ભાદરવા વદ ૦)) પણ જુજ પ્રમાણમાં મેળો ભરાય છે.

**સંખેશ્વર** (૯૦૭):—એ રાધનપુર સંસ્થાનમાં જૈનનું મોટું ધામ છે અહીં **સંખેશ્વર પાર્શ્વનાથનું** દેવાલય છે. ચૈત્રી પુનેમે મોટો મેળો ભરાય છે. તેમાં બહુ છેટેથી યાત્રાળુઓ આવે છે. મેળામાં હજારો રૂપિઆનો માલ ખપે છે. કાર્તિકી પુનેમે પણ જુજ પ્રમાણમાં મેળો ભરાય છે.

**મહાબલીપીર**:—એ જગો ગોતરકામાં આવેલી છે. ત્યાં જીલકાદ તા. ૧૬ મીએ મોટો ઓરસ ભરાય છે. એ મુસલમાની ધર્મની જગો છે તેથી રાધનપુર નવાબ સાહેબે તેના નિભાવ માટે

* લોટેશ્વર વિષે એમ કહેવાય છે કે—બે મિત્રો જતા હતા, તેમાંના એકને શિવ દર્શન કર્યા વિના જમવું નહિ, એવો નિયમ હતો તેથી તેના મિત્રે તેનાથી છાની માટીની લોટી એક સ્થળે ઉંધી વાળીને તે શિવલિંગ છે એમ કહ્યું. આસપાસમાં બીજે કયાંય પણ શિવલિંગ નહોતું તેથી પેલાએ તે સાચું માની ખરા પ્રેમથી તેનું પૂજન કરી ભોજન કર્યું. પાછળથી "એતો લોટી છે અને મશ્કરી કરી હતી" એમ કહી ઉંધી નાખેલી લોટીને પગથી ઠોકર મારી, તો તે ઉખડી નહિ, પરંતુ તેમાંથી લોહીની શેડ છુટી. ત્યારથી તે સ્થાન લોટેશ્વર કર્યું અને માન્યતા અને નામના વધી.

જાગીર બક્ષેલી છે. આ જગો માટે નવાઇ જેવી દંતકથા ચાલે છે કે-એ પીરના રોજામાં મુકેલા લાકડાનાં સંગીતરામાં એવાં બીજાં કેટલાંક ફોસીલો જોવા જેવાં છે.

ગોતરકા (૯૯૫):—અહીં મહાબલી પીરની જગા અને હિંદુ સાધુ—મહંતનું આસન છે. તેથી માગસરમાં મહંતનો મેળો ભરાય છે.

**વાછરડા સોલંકી**—આ જગા ભર રણમાં છે ત્યાં એક કયારો છે તેમાંથી ગમે તેટલું પાણી લેવા છતાં પણ ખૂટતું નથી. ઉનાળાના સખ્ત તાપમાં પણ તે સૂકાઇ કમી થતું નથી. અને આસપાસમાં ઘણે દુર અને બીજે કયાંય મીઠું પાણી મળતું નથી. અહીંના પાણીમાં એવો ગુણ કહેવાય છે કે જેને હડકાયું કુતરૂં કરડયું હોય તેને અહીં લાવે છે, અને તેને અહીંનું પાણી પાય છે તેથી કોઇ સાજા થાય છે અને હડકવાનો રોગ થતો નથી.

**મટકેશ્વર મહાદેવના** કુંડ-રાધનપુર સંસ્થાનના કારભારી હરિલાલ ઠાકોરની જાગીરના રાજપુર ગામની સીમમાં રૂપેણ નદી વહે છે તેની પાસે ત્રણ ઝરા છે એ કુદરતી રમણીય અને આનંદદાયક છે. અને તે **મટકેશ્વર મહાદેવના કુંડથી** ઓળખાય છે. એના પાણીનું જોર એવું છે કે એમાં નહાનાર કમાન ઉપર ઉભો હોય એવું તેને જણાય છે. તેના તળીઆને પહોંચી શકાતું નથી. તેમાંનું પાણી રૂપેણમાં વહી જાય છે. **કેમ્પબેલ** સાહેબ આ ઝરો જોઇ બહુ ખુશી થયા હતા. મટકેશ્વર નામ કેમ પડયું તથા ઝરો શી રીતે ઉત્પન્ન થયો, તે સંબંધમાં પાંડવોના સંબંધની દંતકથા ચાલે છે.

**દેવ ઉર્ફે હીંમતપુર** ( ૪૪૨ ):—એ મુંજપુરથી એક મૈલ છેટે છે. અહીં **હીમજા** માતાનો મેળો મહા સુદી ૧૫ ના રોજ ભરાય છે. આ માતા વાયડા વાણીયાની કુળદેવી મનાય છે અને તે વાણીયાની ઉત્પત્તિ પણ અહીંથી થયેલી મનાય છે. અહીં તળાવ છે.

**વરણુ** (    ):—સાંતલપુર તાલુકામાં આડીસરની હદમાં એ દેવસ્થાન છે. આ સ્થાનક ઉપર કોઇ વખતે ગમે તેટલું દૂધ રેડીએ તોપણ તે પી જાય છે અને કોઇ વખતે એક રૂપિઆ ભાર દૂધ હોય તોપણ તે અંદર જતું પણ નથી.

**દેવ દરબાર** ( ઓઘડનાથજીનું કાકોજમાં ):—આ જગાના ગાદીપતી **નાથજી મહારાજ** કહેવાય છે. અહીં અસાડ વદી ૦)) મેળો ભરાય છે આ સ્થળ પ્રખ્યાત, યશસ્વી અને જોવા લાયક છે.

**કેવળપુરીની થળી** ( મોટા જામપુર પાસે ):—આ જગોના ગાદીપતી **સ્વામીજી** કહેવાય છે. અહીં આસો સુદી પુનેમ અને કાર્તક સુદી ૨ મેળા ભરાય છે.

**શ્રી ઓઘડનાથજીનાં પગલાં**::—આ જગો તેરવાડા અને દીઓદરની વચ્ચે જંગલમાં એક ટેકરા ઉપર છે ત્યાં શ્રી ઓઘડનાથજી સિદ્ધની સમાધ અને પગલાં છે. તેમને આસપાસના ઘણા દૂરના લોકો પુજ્ય માને છે તે ઉપર છત્રી અને આસપાસ મજબુત કિલ્લો છે. એ જગો જોવા લાયક છે. અહીં અસાડ વદ ૦)) ના રોજ મેળો ભરાય છે. આ ગાદીના મહારાજો "**નાથજી**" કહેવાય છે. અને તે **દેવદરબાર**ની તેમની જાગીર છે તેમાં રહે છે.

**ઢોડ ગામ**—વાવ તાલુકામાં છે અહીં કારતગ સુદી બીજના રોજ મોટો મેળો ભરાય છે.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૭ | ૭ | દીઓદર. | કાંકેજ. |
| ૪૦ | ૬ | (જોરાસ્ટરી) | (જરથોસ્તી) |
| ૪૬ | ૧૩ | સાધનોમાં વધારે છુટ | સાધનોમાં છુટ. |
| ૪૬ | ૧૪ | ઘણો ભાગ. | જુજ ભાગ. |
| ૪૬ | ૧૫ | સાથે નિકટ-સંબંધમાં | સાથે સંગંધમાં. |
| ૫૫ | ૧૧ | છેડે "રેલવેના દીવાની દાવા માટે આસી૦ સાહેબની કોર્ટ છે" એ ઉમેરો. | |
| ૫૫ | ૧૫ | સંબંધીનું પછી "અને રેલવે પહેલા વર્ગના માજીસ્ટ્રેટ (ખોડીઆરથી રોહ સુધીની રેલવે)" એ ઉમેરો. | |
| ૫૯ | ૧૫ | "થરાદમાં પણ એં. વ. સ્કુલ છે" એ છેડે ઉમેરો. | |